# નિયામકના બે બોલ

છેલ્લા યૂરોપીય વિગ્રહે માત્ર યૂરપની જ નહિ પણ આખી દુનિયાનાં મહારાજ્યોની આંખ ઉઘાડી. એ વિગ્રહને પરિણામે યૂરપના રાજસીમાડાઓ તો નવેસરથી રચાયા, પરંતુ યૂરપના જીવનના સીમાડાઓ પણ નવેસરથી રચાયા; અને હજી રચાયે જાય છે.

કોઇ પણ સુધરેલી પ્રજા જીવનના સીમાડામાં પરિવર્તન કરવા મથે છે ત્યારે તે સૌથી પહેલી નજર પોતાનાં બાળકો અને જુવાનો પર નાખે છે. આવી પ્રજા બરાબર સમજે છે કે સમાજના વૃક્ષને મજબૂત, ફૂલ્યુંફાલ્યું અને ઉન્નત રાખ્યા કરવાનો એક માત્ર માર્ગ છે–અને તે વૃક્ષના મૂળમાં સતત પાણી સિંચ્યા કરવાનો. આથી જ આપણે સમાજના કોઈ પણ ચિરંજીવી સુધારા માટે સમાજનાં બાળકો ને કુમારો તરફ દૃષ્ટિ કરવી ઘટે છે.

જર્મનીએ યૂરપની એક સુધરેલી પ્રજાને શોભે એવી રીતે યુદ્ધને અંતે પોતાની કેળવણીમાં

ફેરફાર કર્યો એટલુ તો ચોક્કસ જ છે કે જે પ્રજા પોતે જીવતી છે અને જે પ્રજા લાબો વખત જીવવા માગે છે તે પ્રજા જ પોતાના મહા પરાજય-માથી પણ ભાવિ વિજયના તત્ત્વો ગ્રહણ કરે છે, ને એવા પગથ્યો ઉપર સવારી કરીને આખરે વિજયને વરે છે.

શ્રી ગજાનનભાઇનુ પુસ્તક આ રીતે આપ-ણુને ઘણુ ઉપયોગી છે તેમા પણ આજે તો આપણું આ જાતનુ સાહિત્ય એટલુ બધુ દૂબળુ છે કે આવુ પુસ્તક વધારે આદરને યોગ્ય છે. રાષ્ટ્રોત્થાનના આ દિવસોમા આ પુસ્તક આપણને દિશાસૂચન કરે તો પણ ઓછું નથી.

બાકી તો આ પુસ્તકને પોતાને વાચા છે એટલે હું શા માટે વધારે લખુ ?

પ્રકાશનને માટે શ્રી ગજાનનભાઇએ અમને આ પુસ્તક સોંપ્યુ તે માટે સસ્થા તેમની આભારી છે શ્રી ગજાનનભાઇ જેવા વિદ્વાન્ અને ભાવ-નગર રાજ્યના એક અધિકારી પાસેથી એકલા ભાવનગરને જ નહિ, પણ આખા ગુજરાતને આવા ઘણા પુસ્તકો માગવાનો અધિકાર છે

શ્રીદક્ષિણામૂર્તિ ભવન
૧૦, ૧૦, '૩૩

નાનાભાઈ
નિયામક



# નિવેદન

જર્મનીમા પ્રચલિત કેળવણી અને તેની પદ્ધતિ હમેશા કેળવણીકારોનુ ધ્યાન ખેચતી રહી છે આજે જર્મની નવીન પ્રગતની ધરડમા બધમેસતુ થવા યત્ન કરી રહ્યુ છે, અને કેળવણીના સુધારા દ્વારા લોકશાસન અને કેળવણીનો સમન્વય કરી રહ્યુ છે, તે સમયે જર્મન કેળવણીનો અભ્યાસ વધારે ધ્યાન ખેચે તેમા કાઇ નવાઇ નથી

અત્યારે હિદુસ્તાન પ્રચલિત શાસનપદ્ધતિમા ફેરફાર માગી રહ્યુ છે હિદી પ્રજા મથનમાળમાંથી પસાર થઇ રહી છે, તેના કેળવણીકારો જૂની ધરડ છોડી નવી તરફ જવા યત્ન કરી રહ્યા છે, અને છૂટાછવાયા ખાનગી અખતરાઓ કેળવણીના ક્ષેત્રમા દેશભરમા થઈ રહ્યા છે તે સમયે, તેવી જ સ્થિતિમાથી પસાર થયેલા બીજા દેશના અનુભવોમાથી આપણને જરૂર કાઇ જાણવાનુ મળશે, આપણો માર્ગ વિશેષ સરલ બનશે અને આપણી

દષ્ટિ વધારે વિશાળ થશે, તે ઉદ્દેશથી આ પુસ્તક મૂળ અંગ્રેજીમાં લખવા બે વર્ષ પૂર્વે, મારા ઇંગ્લાંડના નિવાસ દરમિયાન હું પ્રેરાયો હતો.

આ પુસ્તકની અંદર જે હકીકતો રજુ કરવામાં આવી છે, તે જર્મનીની મારી બે લાંબી મુસાફરીઓ વખતે મેં જે જોયું, સાંભળ્યું અને વાંચ્યું તેના પરિણામ રૂપે છે. આ મુસાફરીઓ દરમિયાન જર્મનીના જુદા જુદા ભાગોમાં આવેલી ઘણી પ્રકારની શાળાઓ અને સંસ્થાઓની મેં મુલાકાતો લીધી હતી, જેની વિગતવાર નોંધ પરિશિષ્ઠમાં આપેલ છે.

હું એમ દાવો નથી કરતો કે આ વિષયને મેં પૂર્ણ ન્યાય કર્યો છે, તેમાં આપેલ નિર્ણયો સંપૂર્ણ છે, અથવા કેળવણીના ક્ષેત્રમાં થયેલા સુધારાનું ભવિષ્ય ભાખવા યત્ન કર્યો છે. પરંતુ હું એટલું તો અવશ્ય જણાવીશ કે આ વિષયના સંશોધન માટે મેં અન્તઃકરણપૂર્વક યત્ન કર્યો છે. બાકી તો જર્મની જેવા દેશની કેળવણીનો વિશાળ વિષય, અને મારી સર્વ પ્રકારની અલ્પ સંપત્તિનો હું જ્યારે વિચાર કરું છું ત્યારે કવિશ્રી કાલિદાસે કહ્યું છે તેમ क्व सूर्यप्रभवो वंशः । એ કહેવાની ઇચ્છા થાય છે.

આજે આ પુસ્તકનું ભાષાંતર શ્રીદક્ષિણા-મૂર્તિ પ્રકાશનમંદિર ગુજરાતી સમાજ સમક્ષ રજુ કરે છે. શ્રી. ગિરીશભાઈએ આ ભાષાંતર કરવામાં ઘણી જ મહેનત ઉઠાવી છે. જર્મન વિચારો, જર્મન શબ્દો અને વાક્યો, અને તે સર્વના સંમિશ્રણવાળું અંગ્રેજી પુસ્તક : તેનું ભાષાંતર ગુજરાતીમાં કરતાં જેટલું સારું અને સરલ બને તેટલું કરવા તેમણે મહેનત લીધી છે. આજે આ પુસ્તક ગુજરાતી શિક્ષકવર્ગ તેમ જ શિક્ષણમાં રસ લેનારાઓ સમક્ષ મૂકી શકાય છે તેને માટે હું અન્તઃકરણપૂર્વક શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર અને શ્રી. ગિરીશભાઈનો ઉપકાર માનું છું.

ભાવનગર
૧૨, ૯, '૩૩

ગજાનન ઉ. ભટ્ટ.

# અનુક્રમ

પ્રસ્તાવ . . . . ૩

(૧) કામની મુશ્કેલી ૪, (૨) આ લખાણનો કાર્યપ્રદેશ ૧૧, (૩) યુદ્ધોત્તર કેળવણીનો ઝોક ૧૩.

પ્રકરણ ૧ લું જર્મનીમાં પ્રાગ્યુદ્ધ કેળવણી ૧૯

પ્રકરણ ૨ જું કેળવણીની પ્રણાલિમાં સુધારણા થવાનાં કારણો . . . ૩૯

પ્રકરણ ૩ જું યુવકપ્રવૃત્તિ . . ૫૧

(૧) પ્રાગ્યુદ્ધ સમયમાં ૫૩, (૨) યુદ્ધોત્તર સમયમાં ૫૮, (૩) હાલની સ્થિતિ ૬૪, (૪) તેની કેળવણી ઉપર અસર ૬૫

પ્રકરણ ૪ થું નવીન કેળવણીની પ્રણાલિ ૭૩

(૧) શાળાપ્રણાલિ—એક આખા અંગ રૂપે ૭૪, (૨) માધ્યમિક શાળાઓના પ્રકાર ૮૦, (૩) વિદ્યાપીઠો, ઔદ્યોગિક મહાવિદ્યાલયો અને ધંધાની શાળાઓ ૮૩, (૪)

ગ્રહશિક્ષણ ૮૮, (૫) કન્યાઓ માટે ઉચ્ચ શિક્ષણ ૮૭, (૬) શાળાઓમાં ધર્મ ૮, (૭) નવીન વાતાવરણ ૯૩, (૮) પરીક્ષાઓ ૯૫, (૯) ત્રણ પ્રકારની શાળાઓ માટે સમયપત્રકો ૯૮, (૧૦) કેટલાક ઉપલક વિચારો ૧૦૨
પ્રકરણ ૫ મુ શિક્ષકોનુ અધ્યાપનકાર્ય ૧૧૧
(૧) પ્રા યુદ્ધ સમયમા પ્રાથમિક શાળાના શિક્ષકો ૧૧૨, યુદ્ધોતર સમયમા પ્રાથમિક શાળાના શિક્ષકોનુ અધ્યાપનકાર્ય ૧૧૯, યુદ્ધાન્તર સમયમા માધ્યમિક શાળાના શિક્ષકોનુ અધ્યાપન કાર્ય ૧૨૨, ચર્ચા ૧૨૫
પ્રકરણ ૬ ઠ્ઠુ ધધાનુ શિક્ષણ . ૧૨૯
(૧) ધધાની શાળાઓ-ફરજિયાત, બિન લવાજમવાળી અને થોડા સમય માટે (૨) ધધાની શાળા—ઐચ્છિક, લવાજમ વાળી અને પૂરા સમય માટે.
પ્રકરણ ૭ મુ વિદ્યાપીઠ અને હુન્નર ઉદ્યોગની હાઇસ્કૂલો . . . . ૧૪૫
(૧) અભ્યાસ-સ્વાતંત્ર્ય ૧૪૮, (૨) વિદ્યાપીઠોમા પ્રવેશ ૧૫૫, (૩) વિદ્યાર્થીઓના મડળો ૧૫૯, (૪) વિશિષ્ટ ધધાની ઉચ્ચ શાળાઓ ૧૬૨

પ્રકરણ ૮ મુ શારીરિક કેળવણી અને તેની
દિનચર્યા . . . . . . . . ૧૬૯
પ્રકરણ ૯ મુ આંતરરાષ્ટ્રીયતાનું શિક્ષણ ૧૮૩
પ્રકરણ ૧૦ મુ પ્રવૃત્તિશિક્ષણ અને અખંડ
શિક્ષણ . . . . . . . . ૨૦૧
પ્રકરણ ૧૧ મુ ઑડેનવાલ્ડ શાળા ૨૧૭
(૧) તેનો ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન ૨૧૮, (૨) સ્વાયત્તશાસન ૨૨૨; (૩) સહશિક્ષણ ૨૨૪, (૪) શાળાનો વ્યવહાર અને શિક્ષણપદ્ધતિ ૨૨૫; (૫) આંતરરાષ્ટ્રીયતાની ભાવના ૨૩૦.
પ્રકરણ ૧૨ મુ છેવટ . . . . . ૨૩૫
પરિશિષ્ટો . . . . . . . . . ૨૪૫
પરિશિષ્ટ ક ૧૯૩૦–૩૧માં જોયેલી જર્મન
શિક્ષણસંસ્થાઓની યાદી ૨૪૬
પરિશિષ્ટ ખ પ્રૌઢ કેળવણી ૨૪૮
પરિશિષ્ટ ગ ખાસ શબ્દો ૨૫૬
પરિશિષ્ટ ઘ વપરાયેલાં પુસ્તકોની યાદી ૨૫૮

## ૧ કામની મુશ્કેલી

કોઇ પણ પ્રજાની કેળવણીની પ્રણાલિ તે પ્રજાના વિચારો અને આદર્શોનું જ પ્રતિબિંબ હોય છે. એ પ્રણાલિ પ્રજાના ભૂતકાળના ઇતિહાસમાંથી જન્મે છે, કાં તો પ્રજાની આર્થિક કે આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાઓના ફળ રૂપ હોય છે, અગર તો કોઇ રાજકીય કે ધાર્મિક ધ્યેયને પ્રાપ્ત કરવાના સાધન રૂપ હોય છે. એટલે જ જ્યારે આપણે કોઇ પણ દેશની કેળવણીની પ્રણાલિ વિષે બોલવા કે લખવા માગતા હોઇએ ત્યારે આ સઘળા મુદ્દાઓને ધ્યાનમાં લેવા જોઇએ; અને તેથી એ કામ અઘરૂં બને છે, એટલું જ નહિ પણ નાજુક પણ બને છે. સર માઇકલ સૅડલર સાચું જ કહે છેઃ "કોઇ પણ જર્મન કે અંગ્રેજ જ્યારે પોતપોતાના દેશની કેળવણીના ઉદ્દેશ વિષે બોલે છે ત્યારે તે, તે તે દેશનાં આંતરિક જીવન, હૃદ્ગત આદર્શો, તેની મહત્ત્વાકાંક્ષાઓ અને ભયો, તેની

નિર્મળતાઓ અને તેની શક્તિમત્તાઓ વિષે બોલતો હોય છે જ્યારે આ પણ સહેતુ નથી ત્યારે તો કોઇ પરદેશીના દૃષ્ટિબિંદુથી કોઇ બીજી પ્રજાની કેળવણીની પ્રણાલિ વિષે બોલવું એ તો વધારે જોખમભરેલું, અને કાં તો મહાનુભૂતિ કે વિવેચનશક્તિની તત્ત્વદૃષ્ટિના અભાવના કારણે કે પ્રમાણાતિમાં વિષે શક્તિના સમભાનને અભાવે વધુ ગેરસમજણો વહોરી લેવા જેવું બને છે*

છેલ્લા મહાયુદ્ધ પછીની જર્મન કેળવણી વિષે બોલવું એ અતિ કઠિન છે, કારણ કે અત્યારે જર્મની સંક્રાતિકાળમાંથી પસાર થઇ રહ્યું છે અને હજુ જર્મનીએ સામાજિક, રાજકીય અને આર્થિક સમતોલતા મેળવી નથી કેળવણી એ સદાય એક પ્રાગતિક વિષય હોવાથી છેક શાંતિ સુલેહભર્યા વખતમાં પણ કોઇ પણ દેશની કેળવણી વિષે કાંઇ પણ લખવું કે બોલવું એ અઘરું છે, અને તેમાંય જર્મનીની કેળવણીની પ્રણાલિના ઉદ્દેશો, સુધારા અને ફેરફારોના આશયો વિષે આખરી ચોક્કસ મતદર્શન એ તો ઘણું વધારે વિકટ કાર્ય છે કારણ કે તાજેતરમાં જ જર્મનીએ

*Germany in the Nineteenth Century chap V p 125

રાજશાસન પદ્ધતિને ફગાવી દઇ પ્રજાશાસન પદ્ધતિનો સ્વીકાર કર્યો છે, અને હજુ યુદ્ધ દરમિયાન પડેલા ઘાની તેને કળ વળી નથી.

"જર્મનીને કેળવણીની બાબતમાં સુધારા કરવાનો જીર્ણ રોગ લાગુ પડેલ છે કારણ કે ભૂત તેમ જ વર્તમાન કાળમાં પણ આપણે આપણા કેળવણી વિષયક કામોની પ્રગતિ–વિકાસ બાબત ઘણા જ અસંતોષી હતા અને છીએ."* આ રાષ્ટ્રીય વિશિષ્ટતા જર્મનીની વિશિષ્ટ ભૌગોલિક પરિસ્થિતિ પરથી સહેજે સમજાઇ જાય એવી છે. જર્મની યૂરોપના મધ્ય ભાગમાં આવેલું હોઇ કુદરતના કોઇ પણ ખાસ સીમાસ્તંભોથી અન્યથી એ જુદું પડતું નથી. પડોશના દેશોમાં ચાલતા કોઈ પણ રાજકીય, સામાજિક અને કેળવણી વિષયક ફેરફારોની અસર જર્મની પર હમેશાં થતી જ રહે છે. યૂરોપનાં રાજ્યો હમેશાં અરસપરસ રાજકીય, ઔદ્યોગિક અને કેળવણી વિષયક ક્ષેત્રોમાં હરીફાઇ કરતાં જ રહે છે. એક ઈંગ્લાંડ જ આ હરીફાઇમાંથી પોતાની ભૌગોલિક અલગતાને કારણે અલગ રહી શક્યું છે, અને એક તમાશબીનની પેઠે હરીફાઇમાં ઉતરેલા ખેલા-

*Educational Year-book 1929 p. 284.

તેઓ પ્રયત્ન કરી રહ્યા છે "* જે દેશ આવાં વિધવિધ બળોની અમર તળે જીવી રહ્યો હોય તેના કેળવણી ક્ષેત્રમાના સિદ્ધાંતો અને વિચારોમાં વિરોધી તત્ત્વો જણાય એ કેવળ સ્વાભાવિક છે; અને આવું વૈવિધ્ય બીજાં સહાયક કારણોથી ખૂબ વધી ગયેલું છે જર્મનીમા ધર્મને રાજકારણથી જુદો પાડવો અથવા કેળવણીને ધાર્મિક કે રાજકીય બાબતોથી જુદી પાડવી એ અઘરું કામ છે અને આ અસરો પરસ્પર વિરુદ્ધ દિશાઓમાં કામ કરે છે એટલે તો કેળવણીની પ્રણાલિકાની તરાડો વધુ પહોળી બને છે વળી રાજ્ય અને ધર્મ વચ્ચે પણ કેળવણીનું સુકાન કોને હાથ હોવું જોઈએ તે બાબે જૂના વખતથી ખેંચતાણ ચાલી આવે છે; અને જર્મનીનાં જુદાં જુદા સંસ્થાનો કેળવણીની બાબતમાં માવ સ્વતંત્ર હોઈ જર્મનીની કેળવણીમાં એકરૂપતા શોધવી એ તો બહુ અઘરું કામ છે

આ બધી પરિસ્થિતિને કારણે જર્મનીની કેળવણી વિષે ચોક્કસ હકીકતો રજુ કરવાનું આપણું કામ ઘણું મુશ્કેલ છે. મારાયે દેશમાં કેળવણીને એક મૂળભૂત સિદ્ધાંત ઉપર એકધારી

*The Times Literary Supplement, 18 April 1929 p. 1

ણુની બાબતમાં, જુદી જુદી માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને વિદ્યાપીઠોમા પ્રવેશ મળવાની બાબતમાં કે ફરજિયાત સળંગ કેળવણીને બદલે જુદા જુદા હુન્નર ને ધંધા-ઉદ્યોગની શાળાઓ હોવાના પ્રશ્નની બાબતમાં ધોરણનું એકધારાપણું શોધવું ઘણું મુશ્કેલ છે. અને છતાંય વાઈમાર કૉન્સ્ટીટ્યૂશને (Weimar Constitutions) સૂચવેલા સુધારાઓ પ્રશિયાની સરદારી નીચે ઘણાં પરગણાંએ સ્વીકાર્યા છે અને તેને અનુસરે છે. ફક્ત બાવેરિયા જેવાં થોડાંક અપવાદ રૂપ રહ્યાં છે.

જુદાં જુદાં પરગણાંઓના રાજકારભારમાં અવારનવાર રાજકારણીય ફેરફારોને કારણે પણ કેળવણીના ક્ષેત્રમાં એકધારાપણું સાધવું એ પણ એક બીજી મુશ્કેલી છે. અવારનવાર ચૂંટણીઓ થતી હોવાથી કેળવણીનું પ્રધાનમંડળ બદલાયા કરે, અને બદલાતો દરેક પ્રધાન પોતાના રાજકીય પક્ષના વિચારોને ધોરણે કેળવણીનું સુકાન ભરડે.

આવાં પૃથક્ પૃથક્ બળોને કારણે કેળવણીના ક્ષેત્રમાં આજે કરેલું વિધાન આવતી કાલે જૂનું જણાશે. છેક યુદ્ધ પછીનાં લખાયલાં કેળવણી વિષયક પુસ્તકોમાં લખાયલી વાતો આજની પરિસ્થિતિને બંધ બેસતી નથી. અને તેથી જ આપણે

મારે ભૂમિકા તૈયાર કરવામા આવી છે આ ફેર-ફારોના કારણોની ચર્ચા બીજા પ્રકરણમા કરવામા આવી છે જર્મન કેળવણીના સુધારામાર્ગના ઇતિહાસમા ત્યાની યુવકપ્રવૃત્તિએ જે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, તેનો ઉલ્લેખ ત્રીજા પ્રકરણમા કરવામા આવ્યો છે ચોથુ પ્રકરણ અત્યારે જર્મનીમા કેળવણીની જે પ્રણાલિ ચાલી રહી છે તેનુ વર્ણન કરે છે નવી ઢબની શાળાઓની જરૂરિયાતોને પહોચી વળવા શિક્ષકોની તૈયારીઓ માટે જે ફેર-ફારો થઇ રહ્યા છે તેનો ખ્યાલ પાચમુ પ્રકરણ આપે છે રાષ્ટ્રીય કેળવણીના વિધાનમા ધર્મના શિક્ષણના સવાલનો નવો વિચાર બહુ અગત્યનુ સ્થાન માગી લે છે, અને તેથી એક જુદા જ પ્રકરણમા તેને ચર્ચ્યો છે વિદ્યાપીઠ વિષેના સાતમા પ્રકરણમા, અત્યાર સુધી શ્રીમતવર્ગના જ વિદ્યાપીઠો બની રહેલા આ કેળવણીના ધામોના દરવાજા ગરીબ તેમ જ સામાન્ય વર્ગના લોકો માટે પણ ખુલ્લા મૂકી દેવા માટે જર્મન સરકાર જે પ્રયત્નો કરે છે તેની ચર્ચા કરવામા આવી છે શારીરિક શિક્ષણ અને સ્વાસ્થ્ય વિષેનુ પ્રકરણ, જુવાનોની શારીરિક સપત્તિ અને વિકાસ તેમ જ સારાયે રાષ્ટ્રની મરદાઇને આગળ ધપાવવા વિષેના

અગત્યની જણાય છે. જર્મન પ્રજા એ વ્યક્તિઓની પ્રજા લેખાય છે; તેનામાં પ્રજાકીય વિશિષ્ટતાઓ, જેનો ઉદ્‌ભવ સુધારો (civilzation) અને સંસ્કારિતા (culture) માંથી હોય છે, તે ફ્રેંચ પ્રજા કે અંગ્રેજ પ્રજાના પ્રમાણમાં વિકસેલી હોતી નથી. ઉપલા કથનને અનુરૂપ જ ૧૯૨૯ની એજ્યુકેશનલ ઇયરબુકમાં કહેવાયું છેઃ "પોતાની પ્રજાને બીજી પ્રજાઓની સાથે સરખાવતાં જર્મનને માલૂમ પડે છે કે પોતાની પ્રજામાં સમગ્ર જીવનની એકવિધતા ક્યાંયે જોવામાં આવતી નથી; અને બીજી રીતે બોલીએ તો જર્મનો બધા અણઘડ છે અને એકધારી તાલીમ પામ્યા નથી."* પ્રાગ્યુદ્ધ દિવસોમાં પણ એક સામાન્ય લિપિ-ભાષાને દાખલ કરીને, શહેરી જીવનની અને પ્રવાસની ભિન્ન ભિન્ન તકો આપીને, તથા રાજ્યના આકરા દબાણ દ્વારા નિશાળો મારફત આ એકવિધતા સાધવાના પ્રયત્નો અવારનવાર થતા. છેક અત્યારે પણ બાહ્ય લક્ષણોમાં, વાણીમાં અને ઉચ્ચારમાં ઘણો તફાવત દેખાય છે એટલું જ નહિ પણ દૃષ્ટિબિંદુઓ અને સાંસ્કારિક હેતુઓમાં પણ એ તફાવત દૃષ્ટિગોચર

* Educational Year-book 1929 p. 259

નિત્શે અને શોપનહારે પ્રબોધેલા વ્યક્તિત્વના તત્ત્વજ્ઞાનને લીધે, અગર તો નાના નાના રાજ્યોને હોવાને કારણે, અગર તો ઘણી બધી બોલીઓ હોવાને લીધે, અથવા તો અવારનવાર થતા નિર્ગમન કે આક્રમણોને પરિણામે, જર્મન પ્રજામા આ વધુ પડતું વ્યક્તિત્વ આવી ગયુ હોય એમ લાગે છે

કોઇ આફતના કે પ્રજાકીય બીડના પ્રસગોએ ઐક્યતાના અભાવ તરફ અને આ વધુ પડતા વ્યક્તિત્વ તરફ જર્મન પ્રજાનુ ધ્યાન દોરાયુ છે, અને પ્રજાના એકીકરણ અને સગઠનની અભિવૃદ્ધિ માટે તેણે ફક્ત કેળવણી પ્રત્યે જ મદદની અપેક્ષા રાખી છે પ્રજાની આ સ્વતત્રતા, તેમનુ વ્યક્તિગત અને હઠીલુ વલણ, તેમના જુદા જુદા વાડા, હરિફાઇ અને કુસંપની ઇચ્છા એ બધાને સર કરવા માટે ફક્ત જર્મન કેળવણી જ ઉપયોગી છે એ સદા કહેવામા આવ્યુ છે એ કેળવણી દ્વારા જ એક જર્મન પ્રજા, એક જર્મન સસ્કારિતા અને છેવટે એક જર્મન રાજ્ય થઇ શકશે એમ ધારવામા આવ્યું છે બાળકોમા પિતૃદેશ પ્રત્યે પ્રેમ, રાજ્ય તરફ વફાદારી અને પ્રજાકીય અસ્મિતાને નિશાળોમાં જ વિકસાવી આ ઉદ્દેશ પાર પાડવામા આવે છે. પહેલા જર્મન સસ્કારિતાને શિક્ષણના

પ્રદેશમાં યોગ્ય સ્થાન ન હતું. પ્રાગ્યુદ્ધ કેળવણીના ધોરણની સરખામણીમાં અત્યારનું કેળવણીનું ધોરણ કેળવણીના સાધન તરીકે જર્મન સંસ્કારિતા ઉપર ખૂબ ભાર મૂકે છે, કારણ કે તે દ્વારા જ પ્રજાની એકતાનું ભાન વિકસાવી શકાય છે. અત્યારના અભ્યાસક્રમમાં જર્મન સંસ્કૃતિને કેંદ્રમાં રાખીને જ આસપાસ બીજા વિષયો ગોઠવાય છે. જર્મન ભાષા કે જર્મન સાહિત્યના ઇતિહાસ દ્વારા જ જર્મન સંસ્કૃતિને સંપૂર્ણપણે પહોંચી ન શકાય પણ ઇતિહાસ અને ધર્મ, વિદેશી ભાષા અને વિદેશી સંસ્કારિતા, અર્થશાસ્ત્ર, ધંધાદારીનું જ્ઞાન, જીવનની જરૂરિયાતો, રીતભાતો, ટેવો અને પરંપરાગત રૂઢિઓ : આ બધાના અભ્યાસ દ્વારા એ ધ્યેયને પહોંચવાનું સુગમ કરી શકાય.

'આઇન હાઇત શુલે' (સર્વવ્યાપી શાળા) નો વિચાર, 'ગ્રુન્ડશુલે'ની ( ૬ થી ૧૦ વર્ષનાં બાળકો માટેની પ્રાથમિક શાળા ) સ્થાપના, જર્મનીની વિધવિધ માધ્યમિક શાળાઓમાં પણ દેશની સાંસ્કારિક એકતા સચવાય એટલા માટે જે વિષયો જર્મનીની સંસ્કારિતા શીખવતા હોય તેમને અભ્યાસક્રમમાં મધ્યસ્થાને રાખવાનો વિચારઃ આ

બધા જર્મનીની પ્રજાકીય એકતા વિકસાવવાના પ્રયત્નોમાંના કેટલાએક છે. યુદ્ધ પછી જર્મનીમાં કેળવણીની પ્રણાલિમાં જે સુધારાએ દાખલ થતા જાય છે તે બધા પાછળ આ એક જ વિચારપ્રવાહ વહી રહ્યો છે.

"કેળવણી એ સરકારનું જ કાર્ય છે અને સરકારને માટે જ એનો ઉપયોગ છે, એ એરિસ્ટોટલનું વચન અત્યારના જર્મની કરતાં બીજી કોઈ જગ્યાએ સંપૂર્ણ રૂપે આચારમાં મૂકાયેલું નથી. વ્યક્તિ કરતાં સરકાર વધારે અગ્રસ્થાને છે એવા એના વાક્યનો બીજે ક્યાંયે વધારે અવળો અર્થ કરવામાં આવ્યો નહિ હોય."*

ઓગણીશમી સદીમાં અને છેક ૧૯૨૦ના જુન માસમાં ભરાયેલ રાઈખશુલકોન્ફરન્સ (Reichsschul-Konforenz–રાષ્ટ્રની શાળાની પરિષદ્) સુધી કેળવણીની જે પ્રણાલિ જર્મનીમાં ચાલતી હતી તેનો ચોખ્ખો ખ્યાલ લીધા વિના યુદ્ધ પછી જર્મનીએ પોતાની સમગ્ર કેળવણીની પ્રણાલિમાં જે ચોંકાવનારા અને તાત્વિક ફેરફારો કર્યા છે તે સઘળાને સ્પષ્ટ રીતે બતાવી શકાય નહિ.

* Comparative Education by Sandiford chap. II

જર્મનીમાં સંપૂર્ણ રીતે વ્યવસ્થિત અને પરદેશોએ વખાણેલી સરસ કેળવણીની પ્રવૃત્તિ ચાલતી હતી એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ થતી નથી. બધા વિષયોમાં કેળવણીની સુવ્યવસ્થિત સંપૂર્ણ ગોઠવણ હતી. ૬ થી ૧૭ વર્ષ સુધી સર્વેને માટે કેળવણી ફરજિયાત હતી. આગળ અભ્યાસની શાળાઓ (Continuation Schools), ધંધા શિક્ષણની નિશાળો, વ્યાપારી શિક્ષણની નિશાળો, ઔદ્યોગિક શિક્ષણની નિશાળો, ખેતીવાડી માટે ધંધાદારીની નિશાળો, ધંધાદારી શિક્ષણના શિક્ષકોને તૈયાર કરવાની નિશાળો આ સઘળી જાતની નિશાળો પૂર્ણ વિકસિત રૂપે જર્મનીમાં હતી. ટૂંકમાં ત્યાં દરેક જાતની નિશાળો હતી અને તેમાં વ્યવસ્થિત ભણતર ભણાવવામાં આવતું હતું.

પોલસન જેવી વ્યક્તિને અનુસરીને કહું છું કે: "ઓગણીસમી સદીમાં જર્મનીએ યુરોપનાં પ્રાન્તોમાં કેળવણી વિષયક સંસ્થાઓમાં મોખરે હતું. સારીયે દુનિયાનાં [illegible] [illegible] માટે જર્મન વિદ્યાપીઠ [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] આવતા, અને [illegible] [illegible] [illegible] [illegible] વિદ્યાપીઠ કે જર્મન [illegible] [illegible] [illegible]

આવતા પ્રાથમિક તેમ જ નાયકામની કેળવણીની બાબતમા પણ જર્મની યૂરોપનુ એક માત્ર શિક્ષક બની રહ્યુ હતુ "*

આવી સુપ્રસિદ્ધ કેળવણીની પ્રણાલિ કાઇ એ કે નવુ દાયકાના ફળ રૂપે ન હતી, તેમ જ કેટલાક કહેતા તેમ કાઇ ૧૮૦૬ની મહા આફતના પરિણામ રૂપ પણ ન હતી, એ તો સત્તરમી અને અઢારમી સદીમા જે મૂળગત સુધારાઓ અને ફેરફારો કરાયેલા તેના પરિણામ રૂપે હતી ૧૬૧૯ના વાઇમાર સ્કૂલ રેગ્યુલેશન્સની રૂઇએ પ્રાથમિક શાળાઓમા ફરજિયાત હાજરી આપવી એ દરેક નાગરિકની ફરજ ગણાતી, અને ૧૭૧૬-૧૭ માં સરકારી હુકમ અન્વયે પ્રશિયામા નિશાળોમા હાજરી આપવાનુ કામ ફરજિયાત થયુ હતુ. ધી આલ્ગેમાઇન લેન્ડરેષ્ટ (૧૭૯૪) પ્રશિયાની નિશાળો અને વિદ્યાપીઠોને સરકારી સસ્થાઓ તરીકે જાહેર કર્યા, તેમા સરકારી નિરીક્ષણ પરીક્ષણ વગેરેનુ ધોરણ દાખલ કર્યુ, અને સઘળી ઉચ્ચ શાળાઓના શિક્ષકોને રાજ્યના અમલદારો તરીકે સ્વીકારવામા આવ્યા આમ ઓગણીસમી સદીના ઉદયકાળથી

* German Education Past and Present by Paulson Bk IV chap I pp 178-79.

વિક્ષોભોને કારણે રાજસત્તાને પ્રજા તેમ જ સમસ્ત કેળવણી પ્રત્યે ખૂબ અવિશ્વાસ આવ્યો. અને છેલ્લા યુગમાં રાજકીય વિકાસની શરૂઆત થઈ, તથા કેળવણીના પ્રદેશમાં પણ નવું અને ચેતનભર્યું બળ આવ્યું.*

ઓગણીશમી સદીની પહેલી ચાળીશીમાં પ્રાથમિક કેળવણીની પુનર્ઘટના કરવામાં આવી; તેની નિશાળો માટે તાલીમ પામેલા મહેતાજીઓ પૂરા પાડવાને અધ્યાપનમંદિરો સ્થાપવામાં આવ્યાં; શારીરિક કેળવણીનાં તાલીમખાનાં તથા હાથઘાતી નિશાળો શરૂ કરવામાં આવી; અને વિશેષ વિદ્યાપીઠો પણ ઉઘાડવામાં આવ્યાં. પણ અગાઉ જણાવ્યું તેમ બીજા યુગમાં કેળવણીની આ પ્રગતિને રોષવામાં આવી કારણ કે દેશમાં ચાલી રહેલી રાજકીય અને સામાજિક અનવસ્થાના કારણ રૂપે આ કેળવણીને શકની નજરે જોવામાં આવી. ૧૮૭૧માં ફ્રાન્સ ઉપર જે વિજય જર્મનોએ મેળવ્યો તથા એક દાયકામાં જે ત્રણ ફતેહો મેળવવામાં આવી તેને પરિણામે ત્રીજા યુગમાં નૂતન પ્રગતિને વેગ મળ્યો. આ યુગમાં વિદ્યા-

* German Education: Past and Present by Paulsen Bk. IV chap. I. pp. 179–80.

પીઠાને સરકાર તરફથી ભારે મદદો મળી; નવા ધોરણે માધ્યમિક શાળાઓ ખોલવામાં આવી; ધંધાકારીગીરીની કેળવણીને ખૂબ આગળ ધપાવામાં આવી; ફરજિયાત કેળવણીનો ગાળો વધારવામાં આવ્યો, અને કુમારિકાઓ માટેની ઉચ્ચ કેળવણીમાં પણ સુધારા કરવામાં આવ્યા.

જેવી રીતે જર્મન પ્રજા સ્વભાવ અને પરંપરામાં નિકૃષ્ટ, મધ્યમ અને ઉચ્ચ એવી ત્રણ કક્ષાઓમાં વહેંચાયલી હતી તેવી જ રીતે તેની કેળવણી પણ નિકૃષ્ટ વર્ગના લોકો માટે પ્રાથમિક શાળાઓ ( ફોકશુલેન ), મધ્યમ વર્ગ માટે મિડલ સ્કૂલો અને ઉચ્ચ વર્ગ માટે હાઇસ્કૂલો ( જીમનેસીઅમો ) એવા ત્રણ વિભાગમાં વહેંચાયલી હતી. અને આ ત્રણે વિભાગોને એવી સજ્જડ રીતે જુદા પાડવામાં આવ્યા હતા કે એક જાતની શાળામાંથી બીજી જાતની શાળામાં જવું એ લગભગ અશક્ય જ હતું. દસ હજારે માંડ એક જ વિદ્યાર્થી પ્રાથમિક શાળામાંથી માધ્યમિક શાળામાં જવા માટે શક્તિમાન થતો ! આ બધેનો સાવ અભેદ્ય હતાં.

નિકૃષ્ટ વર્ગનાં બાળકોને ૬ થી ૧૪ વર્ષની ઉંમર સુધીમાં ફોકશુલમાં જવાની ફરજ પાડવામાં

આવતી, પણ એમની આ કેળવણીનો ખર્ચ તો સરકાર જ આપતી આ ઉચ્ચ દરજ્જાની નિશાળોનો અભ્યાસ પૂરો કર્યા પછી પગ આ વિદ્યાર્થીઓને બે વર્ષ માટે લશ્કરી નોકરીમા ફરજિયાત મૂકવામા આવતા અને છતાયે તેઓ તો બીજીપંક્તિવાળા જ ગણાતા, અને કોઇ પણ જાતના ઉચ્ચ દરજ્જાની નોકરી માટે નાલાયક મનાતા! સામાજિક તેમ જ કેળવણીના વાડાઓ એટલા બધા સખત હતા કે માણસ પોતે જે વર્ગમા જન્મ્યો હોય તેમાથી તેનુ વર્ગાન્તર થવુ છેક અશક્ય હતુ તેવી જ રીતે ફ્રૉક્શુલના મહેતાજીઓ, જીમનેસીઅમના શિક્ષકો અને વિદ્યાપીઠોના અધ્યાપકો પણ વર્ગીકૃત થયેલા હતા એક વર્ગને બીજા વર્ગ સાથે કશી લેવાદેવા ન હતી તેમનુ અધ્યાપનકાર્ય પણ જુદી જુદી સસ્થાઓમા જ થતુ આખોયે સમાજ એવો વિભક્ત થઇ ગયો હતો કે સામાજિક ભેળાસારો લગભગ અશક્ય હતો ફ્રૉકશુલમા જેઓ કેળવાતા તેઓ કા તો કારીગરો થતા, કા તો સિપાહીગીરી સ્વીકારતા, કે બહુ બહુ તો તેઓ જે જાતની શાળામા ભણેલા હતા તે જાતની શાળાઓમા મહેતાજીઓ બનતા. નિકૃષ્ટ વર્ગના બાળકો ફ્રૅરશુલ [ Preparatory Schools

હતા. આ જાતની માધ્યમિક શાળાઓએ છેક ૧૮૭૦ સુધી પોતાનો દોર ચલાવ્યો. વિદ્યાપીઠની સર્વ શાખાઓ માટે વિદ્યાર્થીને તૈયાર કરી દેનારી આ શાળાઓ ગણાતી પરિણામે ત્યાંના વિદ્યાર્થીઓને ગ્રીક અને લેટિન જ નહિ પરંતુ ગણિતશાસ્ત્ર, પ્રકૃતિવિજ્ઞાન અને બે અર્વાચીન ભાષાઓનો ઉંડો અભ્યાસ કરવો પડતો; અને એ રીતે આ સંસ્થાઓનો પાઠ્યવિધિ ખૂબ લંબાતો.

૧૮૭૧ના વિજયની અસર નવી પ્રજાના મન ઉપર સારી થઇ. ઔદ્યોગિક વિકાસ અને નવી યાંત્રિક શોધોને લીધે દેશ સમૃદ્ધ થયો વળી પૈસા અને વિજયથી પ્રજાનો દૃષ્ટિકોણ બદલાયો પોતાના પૂર્વજોએ જે વિજય અને સિદ્ધિ મેળવી હતી તે તરફ રોમન અને ગ્રીકે મેળવેલા વિજય કરતા પણ વધારે મગરૂરીથી પ્રજા જોવા લાગી જૂની ભાષાની શોધખોળ અને અભ્યાસ કરતા પોતાનાં આધુનિક, કળા અને સાહિત્યમાં પ્રજાને વધુ રસ પડવા લાગ્યો. રમતો અને ખેલો, સફરો તેમ જ નવી વસાહતો, તથા યાન્ત્રિક તેમ જ વૈજ્ઞાનિક શોધખોળોની નવી દુનિયાએ તેમને ખૂબ આકર્ષ્યા પરદેશો સાથે વ્યાપાર અને વ્યવહાર ચલાવવા માટે અર્વાચીન ભાષાઓ, તેમ જ વ્યાપારી આલમમાં બીજા દેશો સાથે સરસાઇ ભોગવવા યાન્ત્રિક તેમ જ વ્યાપારી

કુનેહઃ આ બધું જૂના ભણતરના આદર્શ કરતાં તેમને વધુ અગત્યનું જણાયું. આમ ગેટે યુગના જર્મનો અને બિસ્માર્ક યુગના જર્મનોના દૃષ્ટિકોણમાં જબરૂં અંતર પડી ગયું.

મહાવિજયની બીજી અસર એ થઇ કે લોકો વધુ સ્થૂળપૂજક બન્યા. સત્તા અને ધનનો મોહ, આત્માના અસ્તિત્વ વિહોણું ઘેલછાભર્યું જીવન, શહેરની જીંદગી અને પરિણામે ઘરબાર વગરનું જીવન (homelessness): આ બધાં જે જર્મન પ્રજા એક વાર પોતાનાં દર્શનશાસ્ત્ર (ફિલોસોફી) અને સંસ્કૃતિ (કુલ્ટુર) માટે વખણાતી તેનાં સામાન્ય લક્ષણો બની રહ્યાં. "સત્તાનો મોહ હળવે હળવે જર્મન મનમાંથી સરકારિતાની મહત્ત્વાકાંક્ષાને હાંકી કાઢે છે, અને અજ્ઞાત રીતે એને ગૌણ કરી નાખે છે. કલાભક્તિ ઓસરતી જાય છે અથવા પ્રકારાંતર પામે છે. કલા, કલા ખાતર જ છે એમ હવે મનાતું નથી; કલાને તો ફક્ત જીંદગીના એક ગૌણ અંગ તરીકે જ લેખવામાં આવે છે, અને શક્તિપૂજા જર્મનીમાં પણ વધતી જાય છે.•

• Germany and its Evolutions in Modern Times by Lichtenberger p. 424.

કૅંત અને મિલના નવા તત્ત્વજ્ઞાન અને પ્રકૃતિવિજ્ઞાનમાં થતી જતી શોધખોળને પરિણામે ધર્મમાથી તેમની શ્રદ્ધા છેક ઓછી થઇ ગઇ. "નિશાળોએ એક બે દાયકા સુધી આની અસરનો સામનો કર્યો પણ પછી તો પોતાનો આદર્શવાદ છોડીને એમણે પણ આ સ્થૂળપૂજક, ઔદ્યોગિક અને યાંત્રિક યુગનું દાસત્વ સ્વીકાર્યું." ×

આમ જીવનનો હેતુ બદલાતાં કેળવણીનો હેતુ પણ બદલાયો. માનવતા અને જર્મન સંસ્કૃતિ (કુલ્ટુર)નો પ્રેમ અદૃશ્ય થયાં અને માધ્યમિક શાળાઓ લોકોની જરૂરિયાત માટે અધૂરી-અપૂર્ણ જણાવા લાગી. આને પરિણામે બે નવી જાતની શાળાઓ (રીઅલ જીમનેસીઅમ અને ઓબર રીઅલ શુલે) અસ્તિત્વમાં આવી. આ શાળાઓમાં સામાન્ય સંસ્કારિતાની કેળવણી અપાતી, તેમ જ તેમાં અર્વાચીન ભાષાઓ અને વિજ્ઞાનનો-પાઠ્યક્રમ રખાયો હતો. શહેનશાહ વિલ્હૅમ બીજા તરફથી આ શાળાઓને ખૂબ જ ટેકો મળ્યો. ૧૮૯૦માં અગ્રગણ્ય કેળવણીકારોની પરિષદ્‌માં પોતાના પ્રારંભિક ભાષણમાં એણે આગ્રહપૂર્વક કહેલું:

× The Effect of the World War on European Education, Kellermann chap. II p. 6.

"પ્રથમ તો એક રાષ્ટ્રીય પાયાની જરૂરિયાત છે. આપણી માધ્યમિક શાળા (જીમનેસીઅમ) ના પાયો જર્મન જોઇએ. વિદ્યાર્થીઓને ભણાવીને આપણે નવજર્મનો બનાવવા એ આપણી ફરજ છે; નહિ કે નવગ્રીક કે નવરોમન. સદીઓ થયાં મધ્યયુગનું ધાર્મિક શિક્ષણ કે જેમાં લૅટિન અને ગ્રીકને બહુ અગત્ય અપાતી અને જે આપણી કેળવણીના મૂળ રૂપે છે, તેનો આપણે પરિત્યાગ કરી દેવો ઘટે. એ હવે આપણું ધ્યેય કે ધોરણ ન હોય. આપણે તો જર્મનને જ આપણું મધ્યબિંદુ બનાવીએ, અને જર્મન ભાષાને કેન્દ્રમાં રાખીને તેની આસપાસ જ આપણે બીજા બધા વિષયોને ગોઠવીએ." *

જમાનાની જરૂરિયાતોને પહોંચી વળવા અને નવા ધોરણે નીકળેલી શાળાઓની હરીફાઇમાં ઉભા રહેવા માધ્યમિક શાળાઓએ વિષયો વધારીને પોતાનો અભ્યાસક્રમ વિસ્તૃત કર્યો. પરિણામે અભ્યાસનો બોજો ઘણો વધી પડ્યો. યુદ્ધ પહેલાંની શિક્ષણપ્રણાલિમાં પરીક્ષાઓ, પ્રમાણપત્રો અને ક્રુટછાટનું એવું તો પ્રાબલ્ય રહ્યું કે ભણનારાઓમાં શારીરિક અને માનસિક દર્દના હુમલાઓ વધી

*Comparative Education by Peter Sandiford chap. II p. 143.

૧૯૦૮માં પ્રશિયાએ કુમારિકાઓના શિક્ષણ માટે એક યોજના તૈયાર કરી. આ યોજના તૈયાર કરતી વેળા કુમારીની કેળવણીમાં તેમને જે દોષો જણાયેલા તે બધાનો ત્યાગ કર્યો. પ્રશિયાની કેળવણીની સુધારણામાં કુમારિકાઓની માધ્યમિક કેળવણીની પુનર્ઘટના સિવાય બીજા ગણાવી શકાય તેવા બહુ થોડા જ સુધારા છે. કેળવણીની એ યોજના બધી રીતે બંધબેસતી થઇ શકે તેવી કરવામાં આવી છે, અને પાઠયક્રમ ખૂબ વૈવિધ્યવાળો છે. ધોરણાંતર કે શાળાંતર સહેલાઈથી થઇ શકે છે. પાઠયક્રમમાંથી વિષયોની પસંદગી ૬ કે ૧૦ વર્ષ જેટલી વહેલી ઉંમરે કરવાની હોતી નથી પણ ૧૩ વર્ષની ઉંમરે કરવાની હોય છે.

એ જ વર્ષમાં રાજ્યસંસ્થાના ફરમાન અનુસાર પ્રશિયન વિદ્યાપીઠોનાં દ્વાર સ્ત્રીઓને માટે પુરુષોને ધોરણે જ ખુલ્લાં મૂકાયાં. પહેલાં તો સ્ત્રીઓનો પ્રવેશ તેમના અધ્યાપકોના અભિપ્રાય ઉપર જ અવલંબતો, અને તેમને નિયમિત વિદ્યાર્થીઓ તરીકે નહિ પણ ફક્ત શ્રોતૃજન તરીકે જ દાખલ કરવામાં આવતી. વળી ઉચ્ચ શિક્ષણ માટે શિક્ષિકાઓ સારુ રીતસર પરીક્ષાઓ દાખલ કરવાનું અને ભવિષ્યમાં શિક્ષણના ઉચ્ચ વર્ગોમાં પુરુષ-

શિક્ષકોની સાથોસાથ સ્ત્રીશિક્ષકોને પણ મોટા પાયા પર નોકરી આપવાનું નક્કી કરવામાં આવ્યુ.

આમ વીશમી સદીના પ્રારંભકાળે જર્મન શિક્ષણપ્રણાલિ બહુ ઉચ્ચ તેમ જ કાર્યસાધક રીતે ગોઠવાયલી હતી. પ્રાથમિક શાળાઓ (ફ્રૅાક શુલેન) અને ધંધા સાથે આગળ અભ્યાસ કરાવતી શાળાઓનું (કન્ટીન્યુએશન સ્કૂલ્સ) ભણતર ફરજિયાત હતું; એ ફરજિયાત શિક્ષણનો કાયદો એવી કુશળ રીતે પળાવવામાં આવતો કે દસ હજારે ફક્ત એક જ માણસ ભણતરમાંથી ચસકી શકતો. નિરક્ષરતા સેંકડે .૦૫ ટકા જ હતી, જે આંકડો આખી દુનિયામાં ઓછામાં ઓછો હતો. સારાયે દેશમાં છોકરા અને છોકરીઓની ઔદ્યોગિક તેમ જ વ્યાપારી શાળાઓ પુષ્કળ હતી. ૧૯૦૦ની સાલમાં ૬ થી ૧૪ વર્ષ વચ્ચેની ઉંમરનાં ૮૯ લાખ અથવા ૯૦.૮ ટકા બાળકોએ પ્રાથમિક શાળાઓમાં હાજરી આપી હતી; બાકીના ૯.૨ ટકા બાળકો માધ્યમિક, ઉચ્ચ અગર તો ખાનગી નિશાળોમાં જતાં હતાં. વળી “૧૮૮૯થી ૧૯૦૯ સુધીનાં ૨૦ વર્ષ દરમિયાન વિદ્યાપીઠોમાં ભણનારા વિદ્યાર્થીઓની સંખ્યામાં સેંકડે ૮૬ ટકા જેટલો વધારો થયો, જ્યારે એ જ મુદતમાં જર્મન

શહેનશાહતની વસ્તી તો માત્ર ૧૫ ટકા જેટલી જ વધી. " *

આવડા મોટા પ્રમાણમાં વિદ્યાર્થીઓ નિશાળમાં હાજરી આપતા હતા, નિરક્ષરતાનું પ્રમાણ તો માત્ર ઘટી ગયું હતું, અને કેળવણીનું તંત્ર કુશળતાથી ચાલતું હતું; છતાં શિક્ષણપ્રણાલિ ઉચ્ચ નીચના વાડાને ધોરણે રચાયેલી હોઈ ઘણી જડ હતી. એ કેળવણીથી જાતિભેદ પોષાતો અને તેમાં સુધારો કરવાની મનોદશા વધતી જતી હતી. પ્રાથમિક શાળાના મહેતાજીઓ પોતાના ઉદ્ધાર માટે મથી રહ્યા હતા; તેમને વિદ્યાપીઠો કે તેના જેવી સંસ્થાઓમાં તાલીમ લેવાની ખૂબ ઇચ્છા હતી. કુમારિકાઓની કેળવણી અગ્રભાગમાં આવતી જતી હતી તેમ જ સ્વાતંત્ર્ય પોષક નિશાળો, છાત્રાલયવાળી શાળાઓ, એક સમાજ તરીકે ચાલતી (કોમ્યુનિટી સ્કૂલ્સ) શાળાઓ, અને અખતરા કરનારી શાળાઓ દેશના ભિન્ન ભિન્ન ભાગોમાં ઉત્સાહી ને સાહસિક શિક્ષકોના ખાનગી પ્રયત્નોથી અસ્તિત્વમાં આવતી જતી હતી. કેરસનસ્ટાઇનરના પ્રયત્નો દ્વારા આગળ અભ્યાસની શાળાઓ અને

* Higher Education and the War by J. Burnet pp. 127-28.

"કેળવણીના આદર્શો એ પ્રજાની પોતાની મૂલવણીના નિદર્શન રૂપ છે. કોઇ પણ સમૃદ્ધ પ્રજા પોતાની કેળવણીની પ્રણાલિને બદલાવી નાખવા તત્પર હોતી નથી." (પ્રશિયાના કેળવણી ખાતાના પ્રધાન ડૉ. સી. એચ. બેકર.)*

કેટલાક અમેરિકન અને જર્મન લેખકો એવું માનતા જોવામાં આવે છે કે કેળવણીની પ્રણાલિમાં જે સબળા ક્રાંતિકારક સુધારાઓ થયા તે છેલ્લા મહાયુદ્ધમાં જર્મનીની થયેલી હારને જ આભારી છે. પણ જર્મનીમાં કેળવણીની પુનર્ઘટનાનું જો આપણે બારીક નિરીક્ષણ કરશું તો જણાશે કે કેળવણીની સુધારણાનાં ઘણાં કારણોમાંનું આ મહાયુદ્ધ પણ એક કારણ જ છે. પ્રાગ્યુદ્ધ કેળવણીની પદ્ધતિ પર ટીકા કરતાં પ્રશિયાના કેળવણી ખાતાનો પ્રધાન ડૉ. બેકર લખે છે: "અચાનક આવી પડેલા મહા સંકટને કારણે કુદરતી રીતે જ આપણે આપણી કેળવણીની પ્રણાલિનું

* Survey Graphic February 1929 p. 284

ઠાક અને બારીક નિરીક્ષણ કરવા તરફ વળ્યા. વિજયી પ્રજાઓની કેળવણી એકાકીય ધોરણે અપાતી હતી. આ કેળવણી કેવળ બૌદ્ધિક શક્તિમત્તા કરતાં વ્યક્તિના ચારિત્ર્ય અને સામાજિક ભાનના વિકાસ ઉપર વધારે શ્રદ્ધા રાખતી હતી."[૧] વળી તપાસને અંતે કેટલાક કેળવણીકારોને સમજાયું કે પ્રાથમિક, માધ્યમિક અને વિદ્યાપીઠની કેળવણીનું બેવડું ધોરણ સમાજમાં જાતિભેદ ઉભો કરવા માટે જવાબદાર હતું; અને એ જાતિભેદને કારણે જ યુદ્ધ દરમિયાન લશ્કરી અમલદારો અને લશ્કરી સિપાહીઓનો સુમેળ થયો ન હતો "તેમને માલૂમ પડ્યું કે આ પરાજય સામાજિક એકતા તેમ જ કુટુંબભાવના (Community spirit) ના અભાવને લીધે હતો."[૨] એમને એમ પણ માલૂમ પડ્યું કે નિશાળોમાં રમતગમત તેમ જ સામાજિક મિલનો દ્વારા વિદ્યાર્થીઓમાં સંઘભાવ (Team spirit) કેળવાયો નહોતો. પરિણામે યુદ્ધમાં સૈનિકોને વ્યવસ્થિત રચના કરતાં અને હળીમળીને રહેતાં

૧ Survey Graphic February 1929 p. 281

૨ The Effect of the World War on European Education by Kellermonn chap. III p. 9.

આવડ્યું નહિ. જ્યાં સુધી સૈનિકો પર કોઇ લશ્કરી અમલદારની દેખરેખ રહેતી ત્યાં સુધી તેઓ અચ્છી રીતે કામ આપતા; પણ જ્યારે કોઇ અસાધારણ સંયોગોનો તેમને સામનો કરવો પડતો ત્યારે તેમની મતિ મૂંઝાઇ જતી અને આપમેળે તેઓ કશું કામ કરી શકતા નહિ.

પોતાની કેળવણીની પ્રણાલિની આ ખામીઓ યુદ્ધમાં મળેલી હારના મૂળ કારણ રૂપે હતી એમ તેમને લાગ્યું, અને તેથી કેળવણીની પ્રણાલિમાં તેમ જ પદ્ધતિમાં કેટલાક તાત્ત્વિક ફેરફારો સૂચવાયા. તેઓએ શાળામાં ચાલી રહેલા દુર્ભેદ્ય વાડાઓનો સદંતર નાશ કરવાની તથા 'એક પ્રજા, એક નિશાળ ( One people, one school )ની માગણી કરી અને કેળવણીની ભાવપ્રધાન અને શારીરિક બાજુઓ તથા સંઘરમતો અને સામાજિક મેળાવડાઓ દાખલ કરવા ઉપર ખૂબ ભાર મૂકયો.

સૈન્ય તેમ જ રાજ્યનાં દફતરોમાંથી કેટલાક માણસોએ એમ બતાવવાનો પ્રયત્ન કર્યો કે બીજા દેશોની જેવું જ જર્મન લશ્કર યુદ્ધકુશળ અને સુવ્યવસ્થિત હતું, અને અમલદારો તથા સિપાહીઓ વચ્ચેનો સંબંધ જરાયે ખરાબ ન હતો.

"સૈનિકમાં અવશ્ય જોઈએ તેવા ગુણો–હિંમત, સહિષ્ણુતા અને આત્મસમર્પણ બતાવવામાં ૧૮૭૦ની સાલ કરતાં અમલદારો તેમ જ સિપાઈઓ ઓછા ઉતર્યા ન હતા. અમલદારો અને સિપાઈઓના પરસ્પરના સબંધ વિષે ઘણી ટીકાઓ થાય છે, પણ ચાર ચાર વર્ષો સુધી શિસ્ત અને સંગઠન સંપૂર્ણ રીતે જળવાયા હતા, અને જ્યારે એમ ચોખ્ખું જણાયું કે હવે પ્રયત્નો નકામા છે અને હાર અનિવાર્ય છે ત્યારે જ એ ચૂકાયા હતા. જો કોઈ પ્રમાદ જણાયો હોય તો તે ફક્ત ઉચ્ચ અમલદારોમાં જ; સામાન્ય સૈનિક વર્ગમાં નહિ જ. લશ્કર પાસેથી જે આશાઓ રખાઈ હતી, તે જો કે ઘણી વધારે પડતી હતી છતાં તેનું સંપૂર્ણ પાલન થયું હતું."* આમ ખોટું સાબીત કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો કે કેળવણીની પ્રણાલિ કે પદ્ધતિને કારણે હાર થઈ એ ખોટું છે. હાર તો વિરુદ્ધ પક્ષની પ્રજાના લશ્કરના અતુલ બળને લીધે થઈ હતી. નિકૃષ્ટ વર્ગના લોકોએ જે સેવા કરી હતી તેની કદર તરીકે કેળવણીમાં અને ખુદ જીવનમાં પણ તેમને એક સરખી તકો આપવી એવી

* Times Literary Supplement, 18 April 1929 pp 2–4

માગણી કરવામા આવી આમ આ પ્રશ્નની ગૂંચવણને લીધે યુદ્ધમા થયેલી હારની જવાબદારી કોની છે એ વિષે ભિન્ન ભિન્ન મતો પ્રવર્તે છે. બેશક એ જવાબદારી ખરી રીતે તો તે વખતે ભિન્ન ભિન્ન વિભાગોને ધોરણે જે કેળવણીની પ્રણાલિ ચાલી રહી હતી તેના પર જ મુકી શકાય

કોઇ પણ રીતે જર્મનોને પોતાની કેળવણીની પ્રણાલિમા તાત્વિક ફેરફારો કરવા હતા ફેરફારો માટેની ઉપરોક્ત દલીલો સૂચવે છે કે યુદ્ધનું પરિણામ દેશની કેળવણીની પ્રણાલિના ગુણદોષનું માપન હતું. એટલે કોઇ દેશે યુદ્ધક્ષેત્ર પર માર પાણી બતાવ્યુ માટે તેની કેળવણીનુ ધોરણ સારું હોવુ જોઇએ, અને કોઇ દેશે યુદ્ધમાં થપ્પડ ખાધી માટે એની શિક્ષણપ્રથામાં કાઇક વાંધો હોવો જોઇએ. જો કેળવણીનો ઉદ્દેશ પ્રજાને લડાઇના વિજયો માટે તૈયાર કરવાનો હોય, જો લડાઇની હારજીતને કેળવણીના પરિણામ રૂપ ગણવામાં આવતી હોય [ ભૂતકાળમા સમ્રાટ ફ્રેડરિકે કહેલું કે 'પ્રશિયન મહેતાજી સેડોઆની લડાઇ જીતી આવ્યો.' અને બીજે ક્યાંક કહેવાયલું કે જર્મનીની માધ્યમિક શાળાઓના શિક્ષકોને લીધે જ છેલ્લી લડાઇમાં હાર મળી. ] તો કેળવણીનો હેતુ નક્કી

કરવાનુ કામ ઘણુ અઘરૂ થઇ પડે અલબત્ત યુદ્ધ દ્વારા પ્રજાને ઘણુ શીખવાનુ મળે છે કારણ કે આફતના અગ્નિમા તેમની નાવણી થાય છે યુદ્ધને પરિણામે ગારીબે માનવતાનો દૃષ્ટિકોણ બદલાય છે, પણ તેથી કોઇ શિક્ષણપ્રણાલિના બાપ તરીકે યુદ્ધને ગણવુ એ મનામત નથી પણ સુભાગ્યે સુધારકોએ અને કેળવણીકારોએ કેળવણી પ્રત્યે એવી માન્ડી નજર રાખી નહિ જર્મન પ્રજાનત્ત્વને નવે રૂપે ઘડવાની તેમને શાન્તતા જણાઇ, તેમણે આતરરાષ્ટ્રીય સબંધોને વિકસાવવાના સ્વપ્ના સેવ્યા, અને સ્થૂળ-પૂજામાથી માનવતા તરફ પાછા પગલા માડવાનુ તેમણે વિચાર્યુ ' જે યુદ્ધને પરિણામે કેટલાક છુપાયેલા કે અર્ધ છૂપાયલા સત્યો દષ્ટાની સામે વ્યક્ત થયા, તેણે દીવા જેવુ ચોખ્ખુ બતાવી આપ્યુ કે જગતના શિક્ષણની ખોડખાપણોએ જગત પર આવેલી યુદ્ધ રૂપી આફત આણવામા કાઇ જેવો તેવો ભાગ નહોતો ભજવ્યો આમાની ત્રણ ખોડો મુખ્ય આ હતી રાષ્ટ્રવાદની અતિશયતા, જડવાદની અતિશયતા અને બુદ્ધિવાદની અતિશયતા '*

---

*Educational Advancement Abroad by Hearnshaw chap I pp 9-10

પ્રજાની આ ત્રણે ખામીઓને ફેંકી દેવા જર્મનીએ કેવા પ્રયત્નો કર્યા એ જર્માન પ્રજા-સત્તાકના ધારાધોરણમાં પ્રસિદ્ધ થયેલા દસ લેખો પરથી સહજ સમજી શકાય તેમ છે.

પ્રજાકીય ભીડને સમયે પોતાની કેળવણી તરફ આટલી બધી શ્રદ્ધાથી જર્મન પ્રજા સિવાય બીજી કોઈ પ્રજાએ જોયું નહિ હોય. 'જ્ઞાન એ જ શક્તિ છે.' એ સૂત્ર જર્મની સિવાય આટલી વિશાળ રીતે ક્યાંયે સ્વીકારાયું નથી. છેલ્લી બે સદીઓ દરમિયાન પ્રશિયાને ત્રણ જબરી હાર ખમવી પડી છે, અને એ દરેક પ્રસંગે પ્રશિયાએ મદદ માટે કેળવણી તરફ જ મીટ માંડી છે. જર્મનીની ૧૯૧૮ની પરિસ્થિતિને બરાબર ૧૮૦૭ની પરિસ્થિતિ સાથે સરખાવી શકાય. જેના અને ટીલ્સીટની હાર પછી ફીચ લખે છેઃ " આપણું રાજતંત્ર કોઈ ઘડી આપશે, કાયદાનાં પુસ્તકો આપણને કોઇ ઉછીનાં આપશે, કદાચ ન્યાય તોળવાનું કામ પણ થોડો સમય આપણા હાથમાંથી લઇ લેવાય...પણ કેળવણીનો કોઇએ વિચાર નથી કર્યો. જો આપણે કાંઈ કરવું જ હોય તો આપણે આ કામ ઉપાડી લેવું જોઇએ. હું આશા રાખું છું કે આ સત્ય હું કોઇ જર્મનને સમજાવી શકું;

અને ગનાવી શકુ કે આપણને પીડી રહેલ સર્વ દુખમાથી મચવાનો કેળવણી સિવાય બીજો કોઇ માર્ગ નથી "

બરોબર આવી જ શ્રદ્ધાથી છેલ્વા મહાયુદ્ધને અતે જર્મનીએ પોતાની કેળવણીની પ્રણાલિ પ્રત્યે જ આખ ફેરવી ચાલુ પ્રણાલિ પ્રત્યે અસતોષ જાહેર કર્યો, તેના ઉદ્દેશ અને પદ્ધતિને નાપસદ કર્યા એટલુ જ નહિ પણ પ્રજાકીય પ્રગતિ માટે તો કેળવણી એ જ કાર્યસિદ્ધિનુ સાધન છે એમ સપૂર્ણ શ્રદ્ધાપૂર્વક જાહેર કર્યુ

પણ જો કેળવણી જર્મન કૈસરની વફાદાર પ્રજા ઉત્પન્ન કરી શકતી તે જર્મન પ્રજાસત્તાના સ્વતત્ર શહેરીઓ ઉત્પન્ન કરી શકે નહિ રાજ્ય સત્તાના ફેરફારની સાથે જ કેળવણીની પ્રણાલિમા પણ ફેરફાર થવો જોઇએ

યુદ્ધમા થયેલી હાર અથવા ક્રાતિને જ કારણે કાઇ કેળવણીમા ફેરફારો થયા એમ નથી પણ આપણે બેધડક કહી શકીએ કે જે અગો અત્યાર લગી બધનમા હતા તેને હાર અને ક્રાતિએ છૂટા મૂકી દીધા અને જૂની ઘરેડનુ જે વજન તેમના પર લદાયલુ હતુ તેને દૂર કરી તેની ગતિમાં વેગ પૂરો યુદ્ધ પહેલા કેળવણીના

ક્ષેત્રમા કેટલાક મૂળગત સુધારા દાખલ કરવાના પ્રયત્નો બધી બાજુએથી થતા તે હતા જ. જર્મન પાર્લામેંટમા સોશિયલ ડેમોક્રેટ પક્ષે ૧૮૧૭માં જર્મન નિશાળોમા સુધારા માટે માગણી કરેલી. ૨૬મી નવેમ્બર ૧૯૦૦ના સરકારી ફરમાને એવું બતાવીને જર્મન નિશાળોમા સુધારાની ભલામણ કરેલી કે જર્મન જીમનેસીઅમ જોઇએ તેવી પૂર્ણ નથી અને ગૌ તેને એકમતે સ્વીકારતા નથી.

ગત પ્રકરણમાં આપણે જોયું તેમ કેટલાક કેળવણીકારો પ્રાગ્યુદ્ધ કેળવણીની પ્રણાલિથી સંતુષ્ટ હતા નહિ; બુદ્ધિના અને હુન્નરઉદ્યોગના વિષયો પર નિશાળોમા જે ખૂબ ભાર મૂકાયો તેથી તેમને ખૂબ ત્રાસ થયો અને વિદ્યાર્થીની ભાવનાપ્રધાન, કલારસિક અને શારીરિક બાજુઓને તેટલો જ વિકાસ મળે એમ તેમણે ઇચ્છયું પ્રણાલિની સખતાઈ, પરીક્ષાઓ અને ભણનારને તેને કારણે અપાતુ ઓછુ વધુ મહત્ત્વ એ બધાંએ કેળવણીકારોનુ જ નહિ પણ માબાપોનું પણ લક્ષ ખેંચ્યું હતુ, અને એ બધાં કોઈ અનુકૂળ સુધારાની માગણી કરતા હતાં.

૧૯૦૮ની છોકરીઓના ઉચ્ચ શિક્ષણને વ્યવસ્થિત અને બંધબેસતી કરવાની યોજના,

ક્રાન્કફૂર્ટની બધે બંધમેસતી થઇ શકે તેવી યોજનાને વ્યવહારમાં મૂકવાનો પ્રયત્ન, અને એવા બીજા ઘણા પ્રયત્નો કેળવણીકારો છુટાછવાયા કરી રહ્યા હતા. આગયુદ્ધ કેળવણીમાં સુધારો કરવા માટે જે બળો ગતિમાન હતા તેના સચોટ પુરાવા તરીકે આ પ્રયત્નો ગણાવી શકાય છે. આ દાયકાથી કેળવણીના સુધારાનાં બીજો સેવાઇ રહ્યાં હતા. આમ આ લડાઇ પહેલાંની વિચારસૃષ્ટિને યુદ્ધમાં મળેલી હાર અને ક્રાંતિને કારણે વિકસવાની તક મળી.

પણ યુવાનોએ નિશાળના વર્ગોમાં પળાવવામાં આવતી લશ્કરી શિસ્ત, વધુ પડતું ભણતર, પરીક્ષાઓનો ત્રાસ, ફરજિયાત લશ્કરી નોકરી, અને ફક્ત બુદ્ધિનું અને ખાસ વિષયોનું ભણતર: એ બધાની સામે જે બળવો કર્યો તેને સુધારણાના ઘણાં કારણોમાંનુ એક અગત્યનું કારણ ગણાવી શકાય. એ પ્રયત્નો 'યુવકપ્રવૃત્તિ' દ્વારા વ્યક્ત થયા. એને વિષે પછીના પ્રકરણમાં વિસ્તારથી કહેવાને યુદ્ધોત્તર કાળમાં એ પ્રવૃત્તિએ કેળવણી વિષયક સુધારાઓને વેગ આપવામાં કેવો અગત્યનો ભાગ ભજવ્યો તે આપણે હવે જોઇશું.

યુવકપ્રવૃત્તિના શ્રેષ્ઠ જાણનાર પ્રો૦ ફોસ્ટરે ૧૯૨૩મા લખેલુ "યુવકપ્રવૃત્તિ જર્મનીના આકરા શિયાળુ બાગ ઉપર સ્નો ડ્રોપના ફૂલ જેવી છે જર્મનીમા જે નવવસંત ઉઘડવાની છે તેની એ આગાહી આપે છે જર્મનીનો આત્મા સત્તાના ગોખમા એવો અટપટી રીતે ગૂંચવાયલો હતો, કે તેના જાદુમાથી તે કદી છૂટો થઇ શકશે નહિ એમ જે જર્મનો શંકા કરતા હતા, તેમને એ એક માયા દિનામા રૂપ છે × × × યુગેન્ડએવેગુગ (યુવક-પ્રવૃત્તિ) એ જર્મન પ્રજાનુ ખરુ નૈતિક યુવાકરણ છે, જર્મન આત્માનુ તેની શ્રેષ્ઠ પરંપરામા પુનરાગમન છે"*

જ્યારે રાજકીય, સામાજિક કે શિક્ષણ વિષયક કોઇ પણ સુધારાની આપણે વાત કરવી હોય ત્યારે યુવકપ્રવૃત્તિનુ નામ અલગ રાખવાનુ અતિ મુશ્કેલ છે જ્યારે આપણે નિશાળના પાઠ્યક્રમની કે શિક્ષક અને શિષ્યના પરસ્પર સબંધની કે શારીરિક

* Germany by Gooch, chap XIV p 312

સદીના અંતકાળે તે વખતના સમાજ, શાળા અને સરકારની સામે બળવા રૂપે એનો ઉદ્દગમ થયો. જનતાના ઢોંગી અને પોકળ જીવન અને સમાજની જડ રૂઢિઓની સામે જુવાનોનું એ બંડ હતું. જર્મન સામ્રાજ્યની શાળાઓમાં જે લશ્કરી શિસ્ત પળાવવામાં આવતી તેની સામે વિદ્યાર્થીઆલમનું એ બંડ હતું. જુવાનોની ઉલટની ચેતનશક્તિઓને પોતાના ઉપયોગમાં લઈ લેવા મથતા સ્વાર્થી ધરડેરાઓ સામે જુવાનિયાઓનો એ બળવો હતો. કેટલાક ગણ્યાગાંઠ્યાઓના સત્તાવાદની સામે આમવર્ગનો એ બળવો હતો. અને, જનતાના જડ અને સ્થૂળપૂજક બની જતા ખુદ માનસનો એ બળવો હતો. વૉન્ડર વૉગેલ ( Wandering birds-મુક્તવિહાર પંખીડાં )ની પ્રવૃત્તિ એ સર્વશક્તિમાન બુદ્ધિવાદની સામે આત્માનો સળગતો વિરોધ હતો. અને માગેકી અને સંપત્તિથી ઉભરાતા જગતની સામે તે સખત હુમલા રૂપ હતી.

આ પહેલાં ઘણે વખતે ૧૮૯૬માં વિદ્યાપીઠના કાર્લ ફીશર નામના એક વિદ્યાર્થીએ બર્લિનના એક સ્ટેગ્લીટ્સ નામના પરામાં શાળાના સંખ્યાબંધ વિદ્યાર્થીઓને પોતાની આસપાસ એકઠા

ફરવા માગતા હતા આ છોકરાઓ ચડ્ડી અને ખમીસ પહેરતા, ગોળણુ અને ગરદન ખુલ્લા રાખતા, અને સવારમા વહેલા આસપાસના ગામડામા રખડવા નીકળી પડતા શરૂઆતમા આ હિલચાલ તરફ માબાપોનો તેમ જ ધર્મગુરુઓનો વિરોધ જાગ્યો અને સરકાર પણ તેના પ્રત્યે શકની નજરે જોવા લાગી થોડા વખત માટે તો આ હિલચાલ ચૂર્ણીભૂત થઇ જવાના ભયમા પણ આવી પણ કાર્લ ફીશરે પોતાના ડહાપણથી ૧૯૦૪મા 'વૉન્ડર વૉગેલ' નામની સસ્થા સ્થાપીને માબાપોની સહાનુભૂતિ મેળવી લીધી, અને એ સસ્થાને મદદ આપવા માટે માબાપોનુ એક મડળ પણ નીમ્યુ શહેરના ગૂગળાવતા વાતાવરણમાથી મુક્ત થઇ નિસર્ગના શાત વાતાવરણમા જવુ, ખેડૂત-જનતા સાથે હળવુ મળવુ અને તેમના જીવનના સર્વ અશોનો પરિચય સાધવો, તથા દેશને માટે પ્રેમ કેળવવો એ આ સસ્થાનો મુખ્ય કાર્યક્રમ હતો થોડા વર્ષોમા તો આ સસ્થા ખૂબ જ પ્રજાપ્રિય બની ગઇ અને આખાયે દેશમા આવા વિદ્યાર્થિસમૂહો રખડવા-ફરવા નીકળી પડે એ દશ્ય સામાન્ય બની ગયુ આમ શહેરના યત્રસમા જીવનથી દૂર રહી સાદુ જીવન ગુજારતા

જુવાનમંડળે તે સમયે પ્રચલિત સ્થૂળપૂજાવાદ, વેપારીવૃત્તિ, મંત્રપૂજા, પોકળતા અને કડક લશ્કરીવાદની વિરુદ્ધમાં તત્ત્વ અને સિદ્ધાંતથી નવો જ તત્ત્વવાદ શોધી કાઢ્યો. જ્યારે જુદા જુદા યુવક સમુદાયોના પ્રતિનિધિ જેવા બે હજાર વિદ્યાર્થીઓએ હોહેન માઈઝનરમાંથી નીચે મુજબ પોતાની શ્રદ્ધા જાહેર કરી ત્યારે એટલે ૧૯૧૩માં આ હિલચાલનો સૂર્ય બરોબર મધ્યાકાશે તપતો હતો. "અમારી પોતાની જવાબદારી પર અમારા જીવનને ઘડવાનો અને અમારા આન્તરનાદને અનુસરવાનો નિશ્ચય અમે કર્યો છે."

પરંતુ સ્વતંત્રતાની આ ભાવના સંપૂર્ણપણે વિકસી તે પહેલાં તો મહાયુદ્ધ ફાટી નીકળ્યું. આ યુદ્ધમાં તેઓ જોડાયા અને હજારોની સંખ્યામાં મૃત્યુશરણ થયા. યુદ્ધને અંતે જે થોડા જીવતા રહ્યા તેમાંના કેટલાક શરીરથી અને કેટલાક મનથી પંગુ બની ગયા હતા. તેથી એમ પણ લાગ્યું કે આ હિલચાલ મૃતપ્રાય થઇ ગઇ છે. પણ ઘણી જ ઝડપથી એણે પાછો દેખાવ દીધો. એ વખતે એનું કામ ઘણું સરલ થઇ ગયું હતું. લડાઇમાં મળેલી હારને લીધે તેમ જ ક્રાંતિને કારણે સમાજની દૃષ્ટિ બદલાઇ ચૂકી હતી. જે બળોની સામે તેમને

લડાઈ પહેલા કુબેરો ક્ની પડી હતી તે બધા લડાઇને પરિણામે અદશ્ય થયા હતા જૂની વ્યસગ-શાહી એક રાતમા નાશ પામી હતી માર્કની કિંમત એકદમ પડી જવાથી સધળા સરખા ગરીબ થઇ ગયા હતા, અને પરિણામે ખોરાક અને પહેરવેશમા ફરજિયાત સાદાઈ સૌને સ્વીકારવી પડી હતી જૂની મુશ્કેલીઓ તો થોડા પ્રયત્ને સર કરી શકાય તેવી હતી, પણ વિશેષ અગત્યના કેટલાક નવા કોયડાઓને લીધે આ યુવકપ્રવૃત્તિને તેના ઉત્કર્ષ માટે આગળ આવવુ પડ્યુ પ્રાગ્યુદ્ધ દિવસોમા જર્મની એક સગઠિત દેશ જેવો ન હતો ભણેલા અને અભણ નવગર અને ગરીબ, અમલ-દારો અને તેમની આજ્ઞાનો અમલ કરનારાઓ આમ જુદા જુદા વિભાગોમા જર્મની વિભક્ત થયેલો હતો આ દરેક વિભાગો નાના નાના અભેદ્ય ઉપવિભાગોમા વહેંચાયલા હતા, અને તેમાથી મુક્ત રહેવુ એ ઘણુ મુશ્કેલ કામ હતુ. બેશક આ અભેદ્ય વિભાગોને જર્મન સામ્રાજ્યના અનરસ્થિત બળોએ હજુ સગઠિત રાખ્યા હતા પણ યુદ્ધમા મળેલી હારને પરિણામે એની ઉપર ઉપરની એકતા ભાગીને ભૂક્કો બની ગઇ, અને પ્રજા ભિન્ન ભિન્ન મડળીઓમા વહેંચાઇ ગઇ.

તે વખતે તો એમ લાગ્યું કે જર્મની છેક જ છિન્નભિન્ન થઈ જશે! બરોબર આ અણીને વખતે જ યુવકપ્રવૃત્તિએ જાતિ જાતિ વચ્ચે બંધુભાવ કેળવવાનો અને પોતાની પિતૃભૂમિને પાછી સુવ્યવસ્થિત કરવાનું તીવ્ર ભાન સહુમાં પ્રગટાવવાનો પ્રયત્ન આદર્યો "આ આફતને પરિણામે જેઓ છૂટ્યા તેમણે પિતૃભૂમિને સુવ્યવસ્થિત કરવામાં સહાયભૂત થવાનો નિશ્ચય કર્યો તેઓ રાજકારણમાં ભળવા લાગ્યા જર્મનીમાં જે નવું રાજકીય ચેતન દેખાયું તે આ યુવકપ્રવૃત્તિ તેમ જ જૂના વખતનો જે ક્રાંતિવાદ જીવતો રહ્યો હતો તેમને આભારી હતું."*

યુદ્ધ, ક્રાંતિ અને અંધાધુંધીથી લાખો યુવાનોને બહુ ઓછું પોષણ મળ્યું હતું. જુવાનીના આનંદો તો મળ્યા ન હતા, પણ તેમના જીવન પર યુદ્ધની ત્રાસજનક અસર પડી હતી તેથી સઘળા કેળવણીકારો, ધર્મગુરુઓ અને રાજદ્વારી પુરુષોને લાગ્યું કે પ્રજાશરીર ફરી વાર ઘડાવું જોઈએ આ કામ યુવકોએ ઉપાડી લીધું. જુદાં જુદાં મંડળો ઉભાં કરવામાં આવ્યાં કેટલાંક

* Survey Graphic, February 1929 p 581 col I.

યુવકઆશ્રમો ( યુગેન્ડરબર્ગેન ) ખરીદાયા અને બંધાયા પર્યટનો, ટોળાં નાચો અને રમતો ગોઠવાવા લાગ્યા ચાલીને પર્યટન કરવુ એ જર્મનીનુ એક જૂનુ ધાર્મિક અગત્યનુ અંગ હતુ તેને ફરી એક વાર ફેશન તરીકે સ્વીકારવામા આવ્યુ; અને એ ફક્ત ફેશન ન રહેતા વડવાનળની પેઠે ચોમેર પ્રસરી રહ્યુ કારણ કે લોકોએ જોયુ કે એ જ એક કાર્યક્રમ હતો કે જેમા બહુ ખર્ચ ન હતો અને જૂના પ્રજાશરીરને ફરી બળવાન કરવામા એ ખૂબ જ મદદ રૂપ હતુ

આ યુવકપ્રવૃત્તિનો કાર્યક્રમ ન હોત તો લાખો કુમાર અને કુમારીઓએ પોતાના જીવનની અમૂલી પળે જુવાનીના સાહજિક આનંદોને ગુમાવ્યા હોત આમ યુવાનોએ પોતાની સ્વતંત્રતાને ખાતર કરેલ મથામણમાથી જર્મનપ્રજાની પુનર્ઘટનાનો જન્મ થયો આ પ્રવૃત્તિને બધા રાજકીય પક્ષો અને જુદા જુદા ધર્મમંડળો તરફથી ખૂબ ટેકો મળ્યો, તત્ત્વજ્ઞાનના જુદા જુદા પક્ષોએ તેનો વારસો ચાલ્યો, અને કુદરતમા વિહરવાની ભૂખ એટલી બધી વધી પડી કે કેટલાક વધારે યુવકઆશ્રમો[1] ઉભા કરવાની જરૂર પડી

1 The Reichsverband für Deutsche Jugen-

આખાયે દેશમાં આવા 'યુવકઆશ્રમો' સ્થાપવામાં મંડળીઓ, જાતિઓ અને સરકારે પણ એક સાથે મદદ કરવા માંડી. નીચે જણાવેલા આંકડા પરથી જણાશે કે આ પ્રવૃત્તિ કેવી રીતે વિકસી અને 'યુવકઆશ્રમો'ની જાળ આખા દેશભર કેવી રીતે પથરાઇ ગઇ.

| સાલ | યુવકઆશ્રમો | રાત ગાળનારા મહેમાનો |
|---|---|---|
| ૧૯૧૧ | ૧૭ | ૩,૦૦૦ |
| ૧૯૧૪ | ૨૦૦ | ૧૭,૦૦૦ |
| ૧૯૧૮ | ૨૦૦ | ૫૦૬,૦૦૦ |
| ૧૯૨૧ | ૧૨૦૦ | ૨,૬૫૫,૨૯૨ |
| ૧૯૨૭ | ૨૩૧૮ | ૩,૦૦૦,૦૦૦ ( વધુ ) |
| ૧૯૨૮ | ૨૫૦૦ ( ? ) | |

---

dherbergen, Hilchenpach in Westfalen એ યુગેન્ડરબર્ગેનનું એક પ્રતાપીક મંડળ છે. આ મંડળને D.J.H. ઉભા કરવાની કે તેને નિભાવવાની સત્તા નથી, પણ જે શહેરો અથવા જાતિઓ D.J.H. ઉભા કરવા ઇચ્છે તેના સલાહકાર મંડળ તરીકે કામ કરી શકે અને પોતાના મંડળના તે શહેર કે જાતિને સભાસદ બનાવે. સંસ્થાનિક સરકાર આવા નવા D.J.H. ઉભા કરવામાં આર્થિક સહાય આપે. પણ દરેક કિસ્સામાં પ્રેરણા તો તે તે જાતિ તરફથી થવી જોઇએ. ( મિ. ટેવરના પત્રમાંથી. )

શરૂઆતથી જ આ પ્રવૃત્તિને બીનરાજકીય ગણવામા આવેલી જર્મનીને એક પ્રગત તરીકે મગટિત કરવી જર્મનીની પુરાતન ગસ્કૃતિનો અભ્યાસ કરવા, પિતૃભોમ માટે પ્રેમ વિકસાવવો, સાદુ અને પવિત્ર જીવન ગુજારવુ મદ્યપાન અને ધૂમ્રપાનનો નિષેધ કરવો, કુદરત વચ્ચે જીવવુ, અને આ બધુ કરતા કરતા લડાઇ દરમિયાન જે જુવાન પ્રજાએ ખૂબ મહન કર્યું છે તેની પુનર્ઘટના કરવી આ બધા આ પ્રવૃત્તિના ઉદ્દેશો હતા ૧૯૨૬–૨૭મા તો એવુ પણ જણાયેલુ કે આ યુવકપ્રવૃત્તિ મારફે વિશ્વને આવરી લેશે કેટલાયે દેશોનુ ધ્યાન આ પ્રવૃત્તિ તરફ ખેચાયેલુ અને કેટલાક આદર્શવાદીઓએ તો એમ પણ માનેલુ કે આખી દુનિયાના યુવાનો સાથે આતરરાષ્ટ્રીય સબધ કેળવીને આ પ્રવૃત્તિ એક દહાડો આન્તરરાષ્ટ્રીય ઝઘડાઓનો ઉકેલ લાવશે

"સીમાપ્રાંતો અને પરદેશોમા ભટકીને અને અ તરરાષ્ટ્રીય સમેલનો અને છાવણીઓ ગોઠવીને [ એટલે, આ સર્વની પાછળ સહકાર અને આતર રાષ્ટ્રીય મન્માનની દૃષ્ટિ રાખવામા આવે છે ] આતરરાષ્ટ્રીય સબધો કેળવવામા આવે છે ૧૯૨૫ –૨૬મા અદૃયનીશ મડળીઓએ આવા સમરો

ગોઠવ્યા હતા"* આ પ્રવૃત્તિનો અભ્યાસ કરવા દૂરદૂર પૂર્વ અને પશ્ચિમમાથી વિદ્યાર્થીઓ આવતા આ પ્રવૃત્તિને એક જ કેન્દ્રમા બાધી રાખવામા આવી નથી. જુદી જુદી મડળીઓ જુદા જુદા ઉદ્દેશોને અનુસરે છે, અને કેટલીક વાર તો વિરુદ્ધ મતો પણ ધરાવે છે યુગેન્ડમેવેગુગ એ નામ કોઇ સર્વસામાન્ય કે અમુક કેન્દ્રમા વ્યવસ્થિત બનેલી પ્રવૃત્તિને નહિ પણ ભાવનાને જ લાગુ પડે છે આમ હોવાથી તેના છૂટા છૂટા વિભાગ થઈ જાય તે અતિ મહેલુ છે. રાજકીય કે ધાર્મિક ઉદ્દેશો પાર પાડવા માટે યુવાન પ્રજાનો ઉપયોગ કરવાનું જર્મનીમા બહુ સાધારણ હોઇ જુદા જુદા ધાર્મિક મડળો અને રાજકીય પક્ષો તરફથી યુવાનોને પોતપોતાના પક્ષમા લેવામા આવે છે, અથવા વગર મ કોચે એમ પણ કહી શકાય કે આવા મડળોએ પોત-પોતાની જ યુવપ્રવૃત્તિઓ શરૂ કરી દીધી છે વૉન્ડરવૉગેલના મૂળ સપ્રદાયમાથી આ પ્રયાણ અને આ પ્રવૃત્તિનો રાજકારણ તરફનો ઝોક જોઇ પ્રાગ્યુદ્ધ વૉન્ડરવૉગેલના જૂના સભ્યો તેમ જ યુગે-ન્ડમેવેગુગના બીનરાજકીય સભ્યો કહે છે કે પ્રવૃત્તિના જૂના આદર્શોનો આમા મૃત્યુઘટ વાગે

* Leisure and Education in Germany p. 24

છે. પ્રાગ્યુદ્ધ વૉન્ડરવૉગેલના એક સભ્ય સાથે માગ્ડેબુર્ગમાં વાત કરતાં તેમણે કહ્યું "આખી યુવકપ્રવૃત્તિ તો ક્યારની ભસ્મીભૂત બની ગઇ છે. બહિર્દ્વાર જીવન, સાદાઇ અને પાવિત્ર્ય તરફ પ્રેમ, જીવનની સાદાઇ અને દેશપ્રેમ એ આ પ્રવૃત્તિનો ઉદ્દેશ હતો. હવે આ પ્રવૃત્તિ એક રૂપે રહી નથી, એ તો જુદા જુદા રાજકીય પક્ષોમાં વહેંચાઇ ગઇ છે અને જુવાન છોકરા છોકરીઓના આ ભેળીસારાનાં કાંઇ શુભ પરિણામ આવવાના નથી" ઓડેનવાલ્ડ સ્કૂલના એક સંગીતશિક્ષક, જે પ્રાગ્યુદ્ધ સમયમાં યુવકપ્રવૃત્તિના આઠ વર્ષ પર્યંત એક સભ્ય હતા, તેમણે કહ્યું કે હવે આ પ્રવૃત્તિની બહુ અગત્ય રહી નથી એનો મુખ્ય ઉદ્દેશ તો પ્રજાના સ્થૂળ દેહને ઘડવાનો છે આ કામ તો હવે ઘણી સંસ્થાઓ,* શાળાઓ અને વ્યાયામમંદિરો કરી

* (૧) Jugendpflege (youth care) ૧૮ થી ૨૧ વર્ષ સુધીના તંદુરસ્ત યુવાનોનું હિતેચ્છુ મંડળ, (૨) Jugendfursorge–૧૪ થી ૨૧ વર્ષના શરીર, મન અને નીતિના તંદુરસ્ત યુવાનોનું હિતેચ્છુ મંડળ, (૩) Jugendwohlfahrt–સામાન્ય રીતે સર્વ યુવાનોનું હિતેચ્છુ મંડળ આ બધાં હિતેચ્છુ મંડળો રાજ્યસત્તા પાસેથી ૩૬ ને ૪૦ ટકાની સહાય તો મેળવે જ છે આ બધી હિતેચ્છુઓની પાછળ રાજ્યસત્તાનો હાથ જરૂર છે. (મિ. કેરના પત્રમાંથી.)

રહ્યા છે. જર્મન પ્રજાના દેહને મજબૂત બનાવવાનુ જરૂરી કામ તો યુવકપ્રવૃત્તિએ કરી નાખ્યુ છે. તેનો પયગામ હવે પૂરો થયો છે અમુક વખતે જ અમુક વસ્તુની કિંમત હોય છે

કોલમ્બિયા યુનિવર્સિટીની ટીચર્સ કૉલેજવાળા મિ ટેલર પોતાના ૨૬-૧૨-૩૦ ના પત્રમાં લખે છે " જર્મન ભાષાનુ યુગેન્ડમેવેગુંગ ( યુવકપ્રવૃત્તિ ) એ નામ કોઇ સર્વસામાન્ય કે અમુક કેન્દ્રમા વ્યવસ્થિત બનેલી પ્રવૃત્તિને નહિ પણ ભાવનાને જ લાગુ પડે છે આ ભાવના યુદ્ધ પૂર્વે જન્મી હતી, પણ એણે યુદ્ધ પછી પણ પાછું ડોકિયું કર્યું , અને એ અત્યારે તો નામશેષ બની ગઇ."

યુવકપ્રવૃત્તિ નામશેષ બની ગઇ છે એમ કહેવુ તેના કરતા એ પ્રવૃત્તિએ જુદું જ રૂપ લીધુ છે એમ કહેવુ એ વધારે સાચુ છે. નવી સામાજિક પરિસ્થિતિમા બંધબેસતા થઇ જવાની શક્તિમા જ કોઇ પણ પ્રવૃત્તિની સાચી યોગ્યતા છે પહેલા તે પ્રવૃત્તિ તે વખતના સમાજ અને રાજસત્તા સામે બંડ રૂપે હતી, અને જીવન તથા કેળવણીમા સદતર ફેરફાર—સુધારા કરવાનો તેનો પ્રયત્ન હતો યુદ્ધ પછી એણે જુદુ રૂપ પકડ્યુ, જર્મન પ્રજાશરીરને ફરી બાંધવાના પ્રયત્નો કર્યા,

અને અત્યારે યુવાન પ્રજાની શારીરિક, બૌદ્ધિક અને માનસિક કેળવણી એ એવું સામાન્ય ધ્યેય છે પ્રજાની નવીન જરૂરિયાતોથી ભરેલું પોતાનું આ કાર્ય એ પ્રવૃત્તિ કેવી રીતે પાર ઉતારે છે તે હવે આપણે જોઇશું

આમ જુદા જુદા રાજકીય અને ધાર્મિક મંડળો દ્વારા જુવાન જર્મન પ્રજા દમણી સંગતિ થયેલી છે એક બાજુ નેશનાલિસ્ટ પક્ષના નેતા નીચે મેત્રાનિવૃત્ત માણસોના 'Stahlhelm' અને 'Mahraun ના Jungdeutsche Orden' નામના મંડળો અને બીજી બાજુ પ્રોલીટેરિઅન પક્ષના 'Arbeiter Jugend' જેવા મંડળો છે આ બેની વચ્ચે ધાર્મિક સંસ્થાઓને લગતા બીજા મંડળો પણ છે, તો વળી જૂના વૉન્ડરવૉગેલની જૂની ભાવનાને 'Freie Bunde der Jugendbewegung' નામના એક સ્વતંત્ર અને બીનરાજકીય મંડળ દ્વારા ચાલુ કરવામાં આવે છે બધા મંડળો પરસ્પર અને અભિપ્રાયોમાં એકમેકથી જુદાં છે અને તેમની પ્રવૃત્તિઓ પણ ભિન્ન છે પણ એ સર્વનું નિશાન તો એક જ ધ્યેય તરફ છે એ ધ્યેય તે નવીન પ્રકારના મંડળનું.

આ મડળોમાના ઘણા ખરા રાષ્ટ્ર કમિટીમાં સકલિત થયેલા છે જર્મન જુવાનોને શારીરિક, બૌદ્ધિક અને નૈતિક કેળવણી આપવાના સામાન્ય ઉદ્દેશથી સ્થપાયલા નવ જર્મનોનાં મંડળોની આ કમિટી બનેલી છે

ચૌદથી પચીસ વર્ષ સુધીના લગભગ ૪૫ લાખ જુવાનો આ રાષ્ટ્ર કમિટી સાથે સબધ ધરાવે છે. જર્મનીની જુવાન પ્રજાના લગભગ ૪૦ ટકા જેટલા તેઓ છે.

યુવકમંડળોના સભાસદોની સંખ્યા*

| | |
|---|---|
| પ્રૉટેસ્ટન્ટ મડળો | ૪૫૭,૯૦૦ |
| કૅથૉલિક મડળો | ૭૮૧,૦૦૦ |
| સોશિયાલિસ્ટિક મડળો | ૩૬૮,૮૦૦ |
| ધધાદારી મડળો | ૪૫૯,૯૫૦ |
| શરીરસવર્ધક મડળો | ૧,૬૧૬,૯૦૦ |
| શહેરીઓના મડળો | ૫૫૦,૫૦૦ |
| રાજકીય મડળો | ૪૭,૪૫૦ |
| યુવકમડળો (વૉન્ડરવૉગેલ અને પાયફાઇન્ડર્સ વગેરે) | ૫૬,૩૫૦ |

આ મંડળો ભાષણો, વિવાદો, હુન્નર-ધધાના

* Educational Year-book 1928 p. 135

વર્ગો, નિસર્ગદર્શનો, નાટ્યગૃહોની મુલાકાતો, સિનેમાઓ, જલમાર્ગો અને વિધવિધ મેળાઓ ગોઠવીને યુવાનોને શારીરિક, બૌદ્ધિક અને નૈતિક કેળવણી લેવાની મદદ કરી આપે છે આ બધા મંડળોમાં ગવૈયા અને બજવૈયાના મંડળો બહુ અગ્ર ભાગ ભજવે છે જૂના જર્મન લોકગીતોને પુનર્જીવન આપવાનું કાર્ય, જુવાન વર્ગ માટે સંગીત પ્રચારક મંડળો અને યુગેન્ડ મ્યુઝીક બેવેગુગ (યુવાનોની સંગીતપ્રવૃત્તિ) આ બધાનું મૂળ આ યુવકપ્રવૃત્તિમાંથી જ મળી આવે. પોતાના મંડપોના બૌદ્ધિક વિકાસ માટે જુદાં જુદાં મંડળોએ પુસ્તકાલયો ખોલ્યા છે, સામયિક પત્રો શરૂ કર્યાં છે અને પ્રકાશનમંદિરો પણ સ્થાપ્યા છે "જર્મનીના જુવાન વર્ગના સામયિક પત્રોની લગભગ ત્રણ લાખ જેટલી પ્રતો ખપે છે. ૧૯૨૫–૨૬માં એસોસીએશન સંસ્થાઓએ જુવાન વર્ગ માટે એકસોબાસઠ જેટલા સામયિકો પ્રગટ કર્યાં હતા. આમ દરેક અંદાજીક અઠવાડિયે બે કરતાં વધારે સામયિક પત્રો આવે "* આ પત્રો દ્વારા સાહિત્ય, સંગીત અને કળાનો શોખ

* Leisure and Education in Germany, p 22

જુવાન આલમમાં વિકસાવવાનો પ્રયત્ન થાય છે; તેમજ જીવનને લગતા ચાલુ પ્રશ્નો ( જેનો સંબંધ તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર તેમજ રાજકારણ સાથે હોય તેવા ) પર પણ તેમનું ધ્યાન દોરવામાં આવે છે.

વળી રાષ્ટ્રીય કમીટી પણ જર્મનીના મજૂર જુવાનોના કામગીરીની કલાકો તથા આરામ અને છુટ્ટીના દિવસોના કોયડાનો અભ્યાસ કરે છે; અને જર્મન જુવાન શારીરિક યોગ્યતાવાળો બને તે રીતે કેળવવાની અને તે કાર્ય માટે તેને પૂરતી ફુરસદ રહે તે જોવાની પોતાની ફરજ સમજે છે. મજૂર છાવણીઓ ગોઠવીને અને ફોક હોકશુલેન (લોકો માટેની માધ્યમિક શાળાઓ)ના વર્ગો ચલાવીને શેઠિયાઓ અને કારખાનાંના મજૂરોના સંબંધો મીઠા બનાવવાના પ્રયત્નો થાય છે. આ મંડળોમાં શરીરસંવર્ધન તરફ દુર્લક્ષ કરવામાં આવતું નથી. આ મંડળો પાસે ૪૦૦૦ જેટલાં ક્રીડાંગણો અને ૨૦૦૦ જેટલી વ્યાયામશાળાઓ છે, અને એ બધાંનો ખૂબ છૂટથી વપરાશ થાય છે. આમ આ યુવકપ્રવૃત્તિ પોતાની શાખા પ્રશાખાઓ વડે, નવ જર્મન સામ્રાજ્ય ( Das dritte Reich—તૃતીય જર્મન સામ્રાજ્ય ) માટે નવીન જર્મન યુવાન પ્રજા ઘડવાના કાર્યમાં સહાય આપી રહી છે.

નવે રૂપે અવતારવાનું કામ પણ આ પ્રવૃત્તિને જ આભારી છે. એ પ્રવૃત્તિ દ્વારા જ શાળાનો પાઠ્યક્રમ ચાલુ સમયને અનુકૂળ બનાવવામાં આવ્યો. એ પ્રવૃત્તિ દ્વારા જ શિક્ષણના વિષયો પસંદ કરવામાં મનુષ્યની શક્તિનો અને સમાજમાં તેની ઉપયોગિતાનો વિચાર કરવામાં આવ્યો. અને સમાજશાસ્ત્ર ( હાઇમાટ કુન્ડે ) તથા સંસ્કૃતિશાસ્ત્ર ( કુલ્ટુર કુન્ડે ) જેવા વિષયોને અભ્યાસક્રમમાં સ્થાન મળ્યું. યુવાનોની કેળવણીના આખાયે વિચારને આ પ્રવૃત્તિ વડે જ વેગ મળ્યો. ફોક કૉલેજો ( આમ વર્ગના લોકો માટેનાં મહાવિદ્યાલયો ) આ પ્રવૃત્તિના આકકતરા પરિણામ રૂપે જ છે. આ પ્રવૃત્તિની અસરો વર્ણવતાં ડૉ. એલેક્ઝાંડર લખે છે: " આખોયે કેળવણીનો સુધારો યુવકપ્રવૃત્તિનાં મંડળોમાં કામ કરતા નેતાઓની પ્રબળ અસરોના પરિણામ રૂપ હતો. સાર્વજનિક શિક્ષણની તકો મળે તેવી પ્રજાકીય યોજનાઓ, શિક્ષકોના જ હાથમાં નિશાળોનું તંત્ર, શિક્ષકો અને શિક્ષિતો વચ્ચેનો મિત્રતાભરેલો સંબંધ, માબાપોનાં મંડળો દ્વારા સમાજભાવનાનો વિકાસ, વિદ્યાર્થિમંડળો અને શાળાનાં પર્વો: આ બધાનો સામાજિક પ્રજાસત્તાકની નીતિ સાથે તેમ જ યુવકપ્રવૃત્તિના

પુરોગામીઓના આદર્શો સાથે ખૂબ જ સુમેળ છે."*

આમ યુવકપ્રવૃત્તિ તેનાં જુદાં જુદાં રૂપે જર્મનીની યુદ્ધોત્તર શિક્ષણપ્રણાલિની પુનર્ઘટનાના કાર્યમાં અનેક રીતે મદદ રૂપ બની છે.

* The New Education in the German Republic, by Alexander and Parker, p. 27.

પ્રાગ્યુદ્ધ સમયમાં જર્મનીમાં ચાલતી કેળવણીની પ્રણાલિ, સર્વ દિશાઓમાંથી સુધારા માટે કામ કરતાં બળો, લડાઇમાં મળેલી હારને પરિણામે આ બળો કેવી રીતે છૂટાં થયાં તેનો ઇતિહાસ, ક્રાંતિ અને પુનરુપ્રવૃત્તિઃ એ સઘળાં વિષે આપણે આગલાં પ્રકરણોમાં વિચારી ગયા.

### ૧ શાળાપ્રણાલિ—એક આખા અંગ રૂપે

જર્મન પ્રજાસત્તાકના ગણેશ મંડાયા પછી તરત જ કેળવણીની નવીન નીતિ અને મુખ્ય સિદ્ધાંતો ૧૧મી ઑગસ્ટ ૧૯૧૯ના જર્મન ફિડરલ કૉન્સ્ટીટ્યૂશનમાં જાહેર કરવામાં આવ્યા છે. એ કૉન્સ્ટીટ્યૂશન (બંધારણ)નો આખોયે ચોથો વિભાગ (કલમ ૧૪૨થી ૧૫૦) શિક્ષણ અને શાળાઓ વિષે જ રાખવામાં આવ્યો છે. 'એક પ્રજા, એક શાળા'ની સામાન્ય માગણીને પહોંચી વળવા, અને જે શાળાપ્રણાલિ જાતિભેદને જન્માવતી હતી તેનો સદંતર નાશ કરવા કલમ ૧૪૬માં

નીચે પ્રમાણે પૂરતો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. "સાર્વજનિક શાળાપ્રણાલિને એક આખા અંગ તરીકે જ રચવામાં આવશે. માધ્યમિક શાળાઓ પ્રાથમિક શાળાના (ગ્રુન્ડશુલે) સર્વમાન્ય ધોરણે જ વિકસાવવામાં આવશે. આ વિકાસનું ધોરણ ધંધાદારીની વિવિધ જરૂરિયાતો પ્રમાણે રહેશે; અને કોઇ પણ બાળકને તેની શક્તિ અને બુદ્ધિ પ્રમાણે કોઈ પણ શાળામાં પ્રવેશ મળશે, નહિ કે તેના આર્થિક કે સામાજિક સ્થાન અગર તો તેનાં માબાપની ધાર્મિક માન્યતા પ્રમાણે." *

આ કલમને અન્વયે ગ્રુન્ડશુલેન (૬ થી ૧૦ વર્ષનાં બાળકો માટેની પ્રાથમિક શાળાઓ)માં હાજરી ફરજિયાત કરવામાં આવી અને દરેક સામાજિક કક્ષાનાં માબાપોને તેમનાં બાળકોને શાળામાં મોકલવાની ફરજ પાડવામાં આવી. નવા જર્મન પ્રજાસત્તાકમાં પ્રજાકીય એકતાનું ભાન પ્રગટાવવા માટે આ પગલાને એક આબાદ પ્રયત્ન તરીકે ગણવામાં આવે છે. આ નિયમે જાતિભેદને ધોરણે ચાલતી બધી શાળાઓના મૂળમાં કુહાડો માર્યો, અને બધી ફૉરશુલેન (Preparatory Schools)

* The Re-organization of Education in Prussia Part II p. 181.

માં જવાનુ અટકાવવામાં આવ્યું. શરૂઆતમાં ખાનગી પ્રેપરેટરી સ્કૂલોના માલિકોએ આ હુકમ સામે રોષ દર્શાવ્યો પણ ૧૯૨૬ સુધીમાં તેમને પોતાનો એ ધધો બંધ કરવાની મુદત આપવામાં આવી; દરમિયાન ધંધો શોધી કાઢવા માટે તેવી શાળાઓના શિક્ષકોને પણ સૂચવવામાં આવ્યું. પણ આપણે જાણીએ છીએ કે આ નિયમ પૂરેપૂરો હજુ અમલમાં આવ્યો નથી, કારણ કે જર્મન સરકાર આ બધા માલિકોને વળતર આપવા શક્તિમાન નથી; તેમ જ આર્થિક ભીડને કારણે, જે જે પ્રદેશોમાં આવી ખાનગી સંસ્થાઓ ચાલે છે ત્યાં ત્યાં ગ્રુન્ડશુલેન સ્થાપવી અશક્ય છે; અને કોઇ વેળા તો આવી ખાનગી સંસ્થાઓ શિક્ષણના ક્ષેત્રમાં પ્રયોગો કરતી હોય તેમને પ્રયોગ કરવા દેવી તે યોગ્ય પણ માનવામાં આવે છે. સામાન્ય રીતે ફરજિયાત હાજરીનો આ કાયદો આખાયે જર્મનીમાં પાળવામાં આવે છે. બધીયે પ્રેપરેટરી નિશાળો બંધ થઇ છે, અને ભાગ્યે જ એવી શાળાનું કોઇ બાળક ત્રણ વર્ષ જેટલા સમયમાં જીમ્નેસીઅમમાં જઇ શકે છે. લડાઇ પૂર્વે ભોગવાતા આ બધા હકોને રૂખસદ અપાઇ ગઇ છે, અને હવે તો બધાં બાળકો ગ્રુન્ડશુલેનમાં ચાર વર્ષની તાલીમ મેળવ્યા

પછી ઉચ્ચતર કેળવણી લે તેની ખાસ કાળજી રાખવામાં આવે છે.

આખીયે શાળાપદ્ધતિને એક આખા અંગ રૂપે વ્યવસ્થિત રાખવાની આ હિલચાલ, જે પ્રાગ્યુદ્ધ પદ્ધતિ સમાજને કેળવણી પામ્યાને ધોરણે વિભક્ત કરી દેતી હતી અને સમાજને જે અભેદ્ય વાડાઓમાં બાંધી રાખતી હતી, તેની સામે પ્રતિક્રિયા રૂપે હતી. આખી પદ્ધતિને સંજોગાનુસાર બંધબેસતી રાખીને, કોઇ પણ વિદ્યાર્થી સમય કે શક્તિના વ્યય વગર એક શાળામાંથી બીજી શાળામાં જઈ શકે તેવો સુગમ અભ્યાસક્રમ રચીને, બધાયે પ્રકારની નિશાળોને પોતાના વિદ્યાર્થીઓને વિદ્યાપીઠોમાં મોકલવાનો સરખો હક આપીને, જરીપુરાણી પરીક્ષાની પદ્ધતિ ઉપર જ આધાર ન રાખતાં વિદ્યાર્થીની શક્તિ ઉપરથી તેની લાયકાતનું માપ કાઢવાની સત્તા શિક્ષકગણને આપીને, ગ્રેડશુલેન (૭ થી ચૌદ વર્ષનાં બાળકો માટેની પ્રાથમિક શાળાઓ) અને વિદ્યાપીઠો વચ્ચે ઔફબાઉ શુલે (જેમાં ખાસ શક્તિ ધરાવનારાં બાળકો અગર જીવનમાં મોડેથી વિકસતાં બાળકો ભણી શકે તેવી) સ્થાપીને, અને છેવટે જે માણસોમાં ખાસ કુદરતી આવડત હોય તેમને અગર તો જે માણસો પોતાના ધંધામાં

અગર તો કોઇ પણ હુન્નર-ઉદ્યોગની શાળા (બેરૂફ શુલે) મા એ રીતે નિપુણ થયેલા હોય તેમને ધંધાદારીની કૉલેજમા જવાની તક આપીને, આ 'એક આખા અંગ'નો આદર્શ સિદ્ધ કરવામા આવ્યો છે આથેના નકશા ઉપરથી સ્પષ્ટ સમજાશે કે આખી શાળાની યોજના કેવી રીતે ઉભી કરવામાં આવી છે, અને જેઓ શક્તિમાન અને બુદ્ધિમાન છે તેમને ઉચ્ચ કેળવણી મળે તેનો પ્રબંધ કેવી રીતે કરવામા આવ્યો છે

યુદ્ધ પહેલા પણ પ્રાથમિક શિક્ષણ તો ફરજિયાત હતુ જ, અને તેની સાથે આગળ અભ્યાસ ચાલુ રખાય તેવી અને ધંધાદારીનું શિક્ષણ મળે તેવી શાળાઓની કાર્યસાધક પ્રથા સંકળાયેલી હતી. આ પ્રથા તે વેળા આખા જગતમા પ્રશંસા પામેલી પણ હવે બંધારણની ૧૪૫મી કલમ મુજબ શાળાત્યાગની વય ૧૮મા વર્ષ સુધી લઇ જવામા આવી છે "ફરજિયાત કેળવણી સાર્વત્રિક રહેશે આ હેતુ શરૂઆતમા પ્રાથમિક શાળાઓમા ઓછામા ઓછાં આઠ વર્ષથી સરી રહેશે, અને તે પછી આગળ ૧૮મુ વર્ષ પૂરૂં થતા સુધી આગળ અભ્યાસની શાળાઓથી સરશે શિક્ષણ અને શાળાના સાધનો પ્રાથમિક અને આગળ અભ્યાસની શાળાઓમા મફત

રહેશે "* આ નિયમને અન્વયે છોકરા તેમ જ છોકરીઓને પણ ૧૪થી ૧૮ વર્ષ સુધીના ચાર વર્ષ પર્યંત અઠવાડિયાના ચાર કલાક પ્રમાણે કોઇ પણ પ્રકારની ધંધાદારી નિશાળમાં જોડાવું જ પડે છે જર્મનીની આર્થિક સ્થિતિ બરોબર નહિ હોવાથી શાળાના સાધનો તો મફત આપી શકાતા નથી, પરંતુ પ્રાથમિક તેમ જ આગળ અભ્યાસની શાખાઓમાં શિક્ષણ તો મફત જ અપાય છે

જેઓ શક્તિશાળી અને બુદ્ધિશાળી છે તેમને સામાજિક કે આર્થિક સ્થિતિના કશાયે ભેદ વગર કેળવણી મળે અને શિક્ષણનો આદર્શ સિદ્ધ થાય એ માટે ઉચ્ચતર નિશાળોમાં માફીની વધારે જગ્યાઓ રાખવામાં આવી છે નાણાની છૂટક મદદો અને શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે, અને જે ગરીબ બાળકો આગળ અભ્યાસ ચાલુ રાખે છે તેમનાં માબાપોને રાજ્ય, સંસ્થાનો કે મ્યુનિસિપાલિટીઓ ભરણપોષણની રકમો પણ આપે છે

* The Re-organization of Education in Prussia Part II, p 180

## ૨ માધ્યમિક શાળાઓના પ્રકાર
## ( જીમનેસીઆ )

જેમ જેમ અભ્યાસક્રમની યોજનામાં આપણે આગળ વધતા જઇએ છીએ તેમ તેમ ઘણા ઓછા ફેરફારો આપણને માલૂમ પડે છે. ગ્રુન્ડશુલેની સ્થાપના, શાળાલાગની વયમાં વધારો અને પ્રેપરેટરી નિશાળો બંધ કરવીઃ આ બધાને પ્રાથમિક શિક્ષણના પ્રદેશમાં મૂળભૂત ફેરફારો રૂપે ગણી શકાય પણ એ સુધારકોને માધ્યમિક નિશાળોમાં આવા સુધારાઓ કરવાનું અઘરું જણાયું. જેમ જેમ કોઈ શિક્ષણસંસ્થાની કક્ષા ઉંચી તેમ તેમ તેની દૃષ્ટિ વધારે સાંકડી અને બીજી સંસ્થાઓ પર તેની સરસાઇ વધારે. આ વાત જર્મની માટે કેવળ સાચી છે. જે ઉગ્ર સુધારકો પ્રાગ્યુદ્ધ માધ્યમિક કેળવણીને જર્મન પ્રજામાં મોટી ફાટ પડાવનાર તરીકે ગણતા હતા, તેઓએ હવે માધ્યમિક શિક્ષણપ્રથામાં જબરો સુધારો કરવાની માગણી કરી. પણ એ કાર્ય કાંઇ સહેલું ન હતું. એ માધ્યમિક શાળાઓનાં મૂળ બહુ ઉંડાં હતાં, તેમ જ નવા પ્રયોગો કરી શકે તેવી નિશાળો ઉઘાડવા દેશ પાસે પૈસા પણ ન હતા. જૂની નિશાળોનો પાઠ્યક્રમ વધુ પડતો ભારે છે, એ

ક્રિયાદને તો જુદા જુદા વિષયસમૂહો શીખવતી ચાર જાતની માધ્યમિક શાળાઓ ઉભી કરીને દૂર કરવામાં આવી ને ઉપગત સુપ્રસિદ્ધ જર્મન શિક્ષણશાસ્ત્રીઓએ આ વિચારને એમ કહીને ટેકો આપ્યો કે જર્મન સંસ્કૃતિ પ્રાપ્ત કરવા માટે એક નહિ પણ ચાર રસ્તાઓ છે, [ ૧ ગ્રીક લેટિન સંસ્કૃતિ ( Classical Culture ), ૨ યુરોપીઅન સંસ્કૃતિ, ૩ ગણિત અને વિજ્ઞાનસંસ્કૃતિ અને ૪ જર્મન સંસ્કૃતિ ] અને જીમનેસીઅમ, રીઅલ જીમનેસીઅમ, ઓબર રીઅલ શુલે અને ડોઇશ ઓબર શુલે એ શાળાઓ ક્રમશ આ ચારે સંસ્કૃતિનું શિક્ષણ આપે છે વળી ઑફબાઉ શુલે નામની એક માધ્યમિક શિક્ષણશાળા ઉભી કરી આપવામાં આવી અને એ દ્વારા ગામડાના બાળકોને તેમ જ જેઓનો જીવનમાં મોડો મોડો વિકાસ થાય છે તેમને વિદ્યાપીઠના અભ્યાસની તક આપવામાં આવી આ ઑફબાઉ શુલેનો મુખ્ય ગુણ એ છે કે ઉચ્ચ શક્તિવાળા બાળકોને ઉચ્ચતર શિક્ષણ માટે પોતાની માબાપની ... વ્યવસ્થાના ... માંથી ... પાડી દેવામાં આવતા નથી, પણ તેમને પોતાના માબાપો અને ગ્રામ્યજનોની મધ્યે રહેવાની અને જે માની જર્મન સંસ્કૃતિ ... માં અને

ગ્રામવાસીઓમા સુતી પડી છે તેનો રસ ચૂસવાની તક આપવામા આવે છે. ફ્રૅકશુલેમાં ભણુતો કોઇ પણ વિદ્યાર્થી ૧૦ વર્ષની ઉંમરે આ શાળામાં જોડાઇ શકે છે, અને ૭ વર્ષ જેટલા સમયમાં તો વિદ્યાપીઠમા જવાની છેલ્લી પરીક્ષા માટે તૈયારી કરી લે છે. અભ્યાસક્રમની દૃષ્ટિએ આ કાઇ નવી જાતની નિશાળ નથી. ડોપ ઓબરશુલેને જ આ શાળા લગભગ મળતી છે; ફક્ત નવા પ્રકારની રચનાને પરિણામે એની આખી યોજના ખૂબ સગવડવાળી અને સંક્રમણુ માટે સહેલી છે.

ખરૂ કહીએ તો આ ડોપ ઓબરશુલે અને ઑફ્બાઉ શુલે યુદ્દોત્તર શાળાના નમૂના ગણાય. યુદ્ધ દરમિયાન જર્મનીના દુશ્મનો જે જર્મન સંસ્કૃતિને દુનિયા માટે કેવળ નકામી ગણુતા હતા, તે જર્મન સંસ્કૃતિને અગ્રસ્થાને લાવવા આ નિશાળો પોતાના પાઠ્યક્રમો રચે છે. આ નિશાળોને માધ્યમિક શાળાઓ પોતાની હરીફ નિશાળો ગણે છે, અને જે લોકો હજુ જર્મન સામ્રાજ્યને ભવ્યતાથી પેખી રહ્યા છે, તે લોકો તેના પ્રત્યે અવિશ્વાસથી જુએ છે, અને તેમને ફક્ત ઉચી જાતની પ્રાથમિક શાળાઓ જ લેખે છે. વળી કેટલેક અંશે પ્રાગ્યુદ્ધ માધ્યમિક શાળાઓને વિદ્યાપીઠો

જે છુટછાટો આપે છે તે આ નિશાળોને આપવામાં આવતી નથી. આ કથનને નીચલા અવતરણ પરથી ટેકો મળે છે: "હીલ્કર સૂચવે છે કે જર્મનીની માધ્યમિક શાળાઓમાં વિષયોના અભ્યાસની જે જે સરળતાઓ કરવામાં આવે છે તે બધીને વિદ્યાપીઠો છિન્નભિન્ન કરી નાખે છે. વિદ્યાપીઠો એવી માગણી કરે છે કે ત્યાં પ્રવેશ માગતા દરેક વિદ્યાર્થીને ઓછામાં ઓછી બે અને સામાન્ય રીતે ત્રણ પરભાષાઓ આવડવી જોઇએ. જો કે લેટિનની બહુ અગત્ય નથી છતાં કેટલાક પાઠ્યક્રમોમાં તેની જરૂરિયાત હોય છે અને વિદ્યાર્થીઓને વિદ્યાપીઠમાં દાખલ થયા પછી વધારાના વિષય તરીકે તેનો અભ્યાસ કરવો પડે છે. કેટલાંક સંસ્થાનોએ તો નક્કી જ કર્યું છે કે ડોપ ઓબરરૂલેનુ ભણતર વિદ્યાપીઠના અભ્યાસ માટે બંધબેસતું જ નથી ".*

### ૩ વિદ્યાપીઠો, ઔદ્યોગિક મહાવિદ્યાલયો અને ધંધાદારી શાળાઓ

આ સ્થળે વિદ્યાપીઠો અને ઔદ્યોગિક મહાવિદ્યાલયોની વિગતમાં ઉતરવાનો તેમ જ તેમના

* The New Education in the German Republic by Alexander Part III, chap. XVI pp. 279-80

આદર્શ અને બધારણ ઉપર જર્મન પ્રજાસત્તાની ની શી અસરો થઇ તે બતાવવાનો હુ પ્રયત્ન નથી કરતો એ વિષય ઘણો વિશાળ હોઇ એક જુદા પ્રકરણમા જ તેને ચર્ચી લેવો પડશે. તેવી જ રીતે ધધાદારીની નિશાળો પણ જુદુ જ પ્રકરણ માગી લે છે, એટલે એ બનેને હાલ તુરત હુ સ્પર્શતો નથી. હવે પછીના પ્રકરણોમા તે વિષે વિગતવાર કહીશુ

છોકરીઓની કેળવણી વિષે ટૂક વર્ણન અને થોડાક સૂચનો કરીને હુ આ યોજનાના સમગ્ર અવલોકનને પૂરૂ કરવા ધારૂ છુ અને શિક્ષણનુ ધ્યેય-ઉદ્દેશ, અભ્યાસક્રમ શિક્ષકોનુ સ્થાન, પરીક્ષાઓ અને સૌથી વધુ અગત્યનુ ધાર્મિક શિક્ષણ: એ બધા ઉપર નવા જર્મન પ્રજાસત્તાની શી શી અસરો થઇ તે સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરીશ.

### ૪ સહશિક્ષણ

ગ્રુન્ડશુલે ( ૬ થી ૧૦ વર્ષના બાળકોની શાળા ) છોકરા છોકરીઓ સૌને માટે ફરજિયાત છે અને તેમા તેઓ મોટે ભાગે સાથે ભણે છે પણ છોકરીઓ માટેની માધ્યમિક શાળાઓ જુદી રીતે રચાયલી છે જર્મન શિક્ષણશાસ્ત્રીઓ

સહશિક્ષણના પક્ષના નથી. તેઓ એમ માને છે કે છોકરા અને છોકરીઓના શારીરિક અને માનસિક બંધારણમા એવો મહત્ત્વનો ફેર છે કે સહશિક્ષણનો પ્રશ્ન જ અસ્થાને છે કેળવણી ખાતાના પ્રધાનમડળે તેમના વિચારને આ રીતે ટેકો આપ્યો છે ' નિમ્નના માનસશાસ્ત્ર અને શિક્ષણના સમાજશાસ્ત્ર પર રચા યલા કારણોને લીધે આ બાબતમા પ્રધાનમડળનો સખત વિરોધ હતો પ્રતિદિન વિકસતા કુમારના વિકાસનો ક્રમ વિકસતી કુમારીના કરતા તદ્દન જુદો જ હોય છે જાતીય અને બૌદ્ધિક પક્વતાને કાળે ફક્ત એક જ જાતના ભણતરને માટે તેમને ભેગા રાખવા એ બને જાતિને ચોક્કસ અનુપકારક છે વળી જે વર્ષોમા છોકરાઓ કરતા છોકરીઓના શિક્ષણને લાગણી અને વિચારની કેવળ અનોખી ગૂથવણી સાથે જોડી આપવુ જોઇએ અને જ્યારે સામાજિક જીવનની માત્ર જુદી જુદી તલપ તેઓમા જાગે છે ત્યારે, એમાથી એકે પક્ષને તેમને મળવી જોઇતી વસ્તુ મળતી નથી" * આનો વિરોધ છતા કેટલીક પ્રાયોગિક શાળાઓમા સહશિક્ષણના છૂટાછવાયા પ્રયોગો થઇ રહ્યા છે, અને કેટલાયે

* The Re-organization of Education in Prussia Part I chap V pp. 102–03

શિક્ષકો સાથેની મારી વાતચીત પરથી હું જાણી શક્યો છું કે તેઓ સહશિક્ષણમાં માનતા હોય છે છતાં પ્રબળ લોકવિરોધને કારણે કાંઈ કરી શકાતું નથી. માધ્યમિક શાળાઓનો મોટો ભાગ આ સહશિક્ષણમાં કેવળ માનતો નથી; છતાં બર્લિનની કાર્લમાર્કસ સ્કૂલ, ઑડેનવાલ્ડ સ્કૂલ અને સ્ટટગાર્ટની વાલડૉર્ફ સ્કૂલ જેવી પ્રાયોગિક શાળાઓએ જર્મન પ્રશ્નને સહશિક્ષણની ધ્યાન દોરે તેવી ફતેહ બતાવી આપી છે. આ બે પરસ્પર વિરુદ્ધ મત ધરાવનારા વર્ગો સિવાય એવી પણ કેટલીક શાળાઓ છે કે જે સહશિક્ષણ તરફ ઝોક ધરાવે છે. કુમારકુમારીઓનાં કેટલાંયે મિશ્રણો આ શાળાઓમાં હોય છે; અને અત્યારે સંકુચિત વિચારનાં માબાપો અને ઉગ્ર સુધારકોની વચ્ચે સમાધાન રૂપે આ શાળાઓ ઉભી છે. એકંદરે સહશિક્ષણનો પ્રશ્ન પગભર થતો આવે છે. છતાં હજુ વિજય તો ઘણો છેટો લેખાય; કારણ કે જર્મન સમાજ મુખ્યત્વે પુરુષોનો સમાજ છે, અને સ્ત્રીઓને ગૃહરક્ષા માટે જ વધારે યોગ્ય માનવામાં આવે છે. બર્લિન વિદ્યાપીઠવાળા ડૉ૦ હુબનેરે પોતાની વાતચીતમાં કહેલું કે " સિદ્ધાંતની દૃષ્ટિએ અમારે ત્યાં સહશિક્ષણ નથી પણ કાર્યમાં તો સહશિક્ષણ

ચાલુ જ છે, કારણ કે નાના ગામડાઓમા છોકરા છોકરીઓ માટે જુદી જુદી શાળાઓ કાઢવી એ અશક્ય છે વિદ્યાપીઠો ઔદ્યોગિક મહાવિદ્યાલયો અને અધ્યાપનમંદિરોમા પણ સહશિક્ષણ છે જ સવાલ ફક્ત માધ્યમિક શાળાઓનો જ છે જ્યા એ પગભર થતું આવે છે ”

### ૫ કન્યાઓ માટે ઉચ્ચ શિક્ષણ

ચાલુ શતકના પહેલા દાયકામા કન્યાઓના ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થા કરવામા આવી હોવાથી યુદ્ધ પૂર્વે છોકરાઓની નિશાળોમા જે ખોડખાપણો હતી તે એમા આવવા નથી પામી અને તેથી જર્મન પ્રજાસત્તાકે જ્યારે કેળવણીની પુનર્રચના કરવા માડી ત્યારે આ કન્યાશિક્ષણ યોજનામા બહુ ઓછા ફેરફારો કરવા પડ્યા યુદ્ધે જર્મનીમા કન્યાઓ માટેના ઉચ્ચ શિક્ષણ પરત્વેના સામાન્ય દૃષ્ટિબિંદુમા મોટો ફેરફાર કરી નાખ્યો છે કન્યાને આદર્શ માતા, સ્નેહાળ પત્ની અને ઘરરખુ ગૃહિણી તરીકે જ કેળવવાનો જૂનો આદર્શ અસ્વીકાર્ય લાગ્યો છે આર્થિક અગવડોને લીધે સ્ત્રીઓને નોકરીના ક્ષેત્રોમા પુરુષોની સાથે હરિફાઇમા આવવુ પડે છે લગ્નજીવનની શક્યતા બહુ ઓછી છે,

કાયદો બધી જ નિશાળોને આવી બંધનમુક્ત કરી શક્યો નથી, તેમ જ નાતજાતની ભાવના પોષતી નિશાળોનો સદંતર નાશ પણ કરી શક્યો નથી બાવેરિયા અને સૅક્સનીના બહુ આગળ પડતા દાખલાઓ ઉપરથી મિ હાન્સ એવા નિર્ણય પર આવ્યા છે કે " આપણે જોઈ શક્યા છીએ કે નવુ જર્મન બંધારણ આ કોયડાનો સંતોષકારક ઉકેલ લાવવામા નિષ્ફળ ગયું છે એણે આગલી પ્રણાલિને માત્ર હળવી કરી છે "*

સર્વ ધર્મ શીખવતી શાળાઓમા ધર્મ-શિક્ષણનો સમય કા તો શાળાકામની શરૂઆતમા કે અંતમા રાખવામા આવે છે, અને વિદ્યાર્થીઓ પોતપોતાના પંથના ધર્મશિક્ષણના વર્ગોમા વહેચાઇ

ધર્મશિક્ષણના વિષય ઉપર થોડા વખત સુધી ટેટલીયે ગરમાગરમ ચર્ચાઓ ચાલી પણ પરિણામ શૂન્ય આવ્યું. વાઈમાર બંધારણે પણ એના ઉકેલ માટે કાંઇ બહુ કર્યું નહિ. કલમ ૧૪૬ની બીજી કંડિકા પોતપોતાના ધર્મની નિશાળો સ્થાપવાની માગણી કરવાનો હક્ક માબાપોને આપે છે. આ કાયદાએ બધી નિશાળોને સર્વ ધર્મ શીખવતી શાળાઓ બનાવવાને બદલે એક નવી જ જાતની શાળાનો ઉમેરો કર્યો. આ નિશાળ તે ધર્મબંધનમુક્ત નિશાળ હતી. જો બાળકોનાં માબાપો કોઇ પણ એક ખાસ ધર્મશિક્ષણનાં ચુસ્ત હિમાયતી ન હોય તો તેમને તેમની પોતાની ધર્મબંધનમુક્ત શાળા મળી શકે છે. શહેરોમાં ધર્મબંધનમુક્ત નિશાળો માલૂમ પડે છે, પણ ગામડામાં તો એકી સાથે ઘણા ધર્મો શીખવતી શાળાઓ જ હોય છે. ધર્મબંધનમુક્ત શાળાઓ બહુ જૂજ હોય છે, અને ઘણા ધર્મ શીખવતી શાળાઓમાં પણ ધર્મશિક્ષણમાં ન જતાં હોય તેવાં બાળકો બહુ ઓછાં હોય છે; તેમ જ ત્યાં તેમને નૈતિક શિક્ષણ આપવામાં આવે છે. જો કે ગામડાંની ઘણી ખરી શાળાઓ ઘણા ધર્મ શીખવતી હોય છે, અને માધ્યમિક શાળાઓ તો લડાઇ પહેલાંથી જ એવી છે; છતાં

કાયદો બધી જ નિશાળોને આવી બંધનમુક્ત કરી શકયો નથી, તેમ જ નાતજાતની ભાવના પોષતી નિશાળોનો સદંતર નાશ પણ કરી શકયો નથી બાવેરિયા અને સૅકસનીના બહુ આગળ પડતા દાખલાઓ ઉપરથી મિ હાન્સ એવા નિર્ણય પર આવ્યા છે કે ' આપણે જોઈ શકયા છીએ કે નવુ જર્મન બંધારણ આ કોયડાનો સંતોષકારક ઉકેલ લાવવામા નિષ્ફળ ગયુ છે એણે આગલી પ્રણાલિને માન હળવી કરી છે "*

સર્વ ધર્મ શીખવતી શાળાઓમા ધર્મ-શિક્ષણનો સમય કા તો શાળાકામની શરૂઆતમા કે અંતમા રાખવામા આવે છે, અને વિદ્યાર્થીઓ પોતપોતાના પંથના ધર્મશિક્ષણના વર્ગોમા વહેચાઇ જાય છે

વળી નિશાળોમા પાદરીઓ જે ધાર્મિક દેખ-રેખ રાખતા હતા તે પણ ૧૪૯મી કલમને અન્વયે બંધ કરી દેવામા આવ્યુ છે આ કલમની રૂએ શિક્ષકોને ધર્મગુરુઓના શાસનમાથી છૂટા કરવામા આવ્યા છે ડૉ એલેક્ઝાડર તેમના માગ પરના એક પત્રમા આ વાત આમ સ્પષ્ટ કરે છે

* The Principles of Educational Policy by N. Hans p 23

ધર્મશિક્ષણના વિષય ઉપર થોડા વખત સુધી કેટલીયે ગરમાગરમ ચર્ચાઓ ચાલી પણ પરિણામ શૂન્ય આવ્યું. વાઈમાર બંધારણે પણ એના ઊકેલ માટે કાંઇ બહુ કર્યું નહિ. કલમ ૧૪૬ની બીજી કંડિકા પોતપોતાના ધર્મની નિશાળો સ્થાપવાની માગણી કરવાનો હક્ક માબાપોને આપે છે. આ કાયદાએ બધી નિશાળોને સર્વ ધર્મ શીખવતી શાળાઓ બનાવવાને બદલે એક નવી જ જાતની શાળાનો ઉમેરો કર્યો. આ નિશાળ તે ધર્મબંધનમુક્ત નિશાળ હતી. જો બાળકોનાં માબાપો કોઇ પણ એક ખાસ ધર્મશિક્ષણનાં ચુસ્ત હિમાયતી ન હોય તો તેમને તેમની પોતાની ધર્મબંધનમુક્ત શાળા મળી શકે છે. શહેરોમાં ધર્મબંધનમુક્ત નિશાળો માલૂમ પડે છે, પણ ગામડામાં તો એકી સાથે ઘણા ધર્મો શીખવતી શાળાઓ જ હોય છે. ધર્મબંધનમુક્ત શાળાઓ બહુ જૂજ હોય છે, અને ઘણા ધર્મ શીખવતી શાળાઓમાં પણ ધર્મશિક્ષણમાં ન જતાં હોય તેવાં બાળકો બહુ ઓછાં હોય છે; તેમ જ ત્યાં તેમને નૈતિક શિક્ષણ આપવામાં આવે છે. જો કે ગામડાંની ઘણી ખરી શાળાઓ ઘણા ધર્મ શીખવતી હોય છે, અને માધ્યમિક શાળાઓ તો લડાઇ પહેલાંથી જ એવી છે; છતાં

" જર્મનીમાં કોઇ પણ શિક્ષકે ધર્મશિક્ષણ આપવું જ જોઇએ એવું નથી, સિવાય કે તેની પોતાની જ મરજી તે આપવાની હોય. અલબત્ત ધર્મશિક્ષકો પર ધર્મગુરુઓની અસર પડે છે ખરી. પ્રાથમિક શાળાઓ પણ ધાર્મિક ધોરણે મોટા પાયા પર ઉઘાડવામાં આવતી હોવાથી એવી પ્રાથમિક શાળાઓમાં ધર્મશિક્ષકો તો હોવા જ જોઇએ, એટલે અધ્યાપનમંદિરોને પણ ધાર્મિક ધોરણ પર રચવામાં આવે છે; છતાં કોઈ પણ શિક્ષક કે શિષ્યે ધર્મને વિષય તરીકે લેવો જ જોઇએ એવું ફરજિયાત નથી. લગભગ બધી શાળાઓમાં ધર્મ ફરજિયાત છે છતાં બાળકો અને શિક્ષકો માટે તે ફરજિયાત નથી."

ફ્રાન્કફર્ટ–ઓ–મેઇનના અધ્યાપનમંદિરના અધિકારી ડૉ. વાઇમાર પોતાની સંસ્થાનું આંતર ધાર્મિક તત્ત્વ સમજાવતાં બોલેલા કે " અમે ત્રણ પંથ ( લ્યુથેરન, કૅથૅાલિક અને જ્યૂઝ ) ના શિક્ષકોને તાલીમ આપીએ છીએ. કૅથૅાલિક ધર્મસત્તાધારીઓ અમારા કૅથૅાલિક શિક્ષકોને શાળાઓમાં કૅથૅાલિક ધર્મનું શિક્ષણ આપવાની ના ફરમાવે છે. તેમને તો નિશાળો પરનો તેમનો જૂનો અધિકાર ચાલુ રાખવો છે." આવી પરિસ્થિતિ હોવાથી ' એક

જે ચેતનશક્તિ ભરી પડી છે તેને મુક્ત કરવા અને પોતાના મનુષ્યબંધવોના ઉપયોગ માટે તેનો ઉપયોગ કરવા તેમને જે યગ અને જનિ વચ્ચે જીવવું છે તેની સંસ્કારિતામા તેને ઉંડાં ધરબવાં જોઇશે. આ ઉદ્દેશોને ફળીભૂત કરવા પ્રાથમિક શાળાઓમાં આલેખન, સંગીત અને ભરતકામ ઉપર જ વધુ લક્ષ અપાય છે, જ્યારે માધ્યમિક શાળાઓમાં સમૂહકામ અને પુસ્તકાલયકામને વધુ ઉત્તેજન અપાય છે. વિદ્યાર્થીઓની દષ્ટિ વિશાળ બનાવવામાં, તેમના અનુભવોને સમૃદ્ધ બનાવવામાં અને જુદા જુદા વિષયના તેમના ભણતરને એકરૂપ બનાવવામાં શાળાના પ્રયાસો બહુ અગત્યનો ભાગ ભજવે છે. ઘણી શાળાઓ હવે સમાજને ધોરણે ચાલતી (કોમ્યુનિટી સ્કૂલ્સ) શાળાઓનું રૂપ પકડતી જાય છે. શાળાઓના સ્વરાજસંઘોમાં અને વિદ્યાર્થીઓની તેમ જ માબાપોની મંત્રણાઓમાં લોકશાહીનો આદર્શ વ્યક્ત થતો જોવામાં આવે છે. કેટલીક વાર તો આખું શાળાતંત્ર વિદ્યાર્થીઓને હાથે ચાલતું જોવામાં આવે છે; શિક્ષક તો પોતે ગૌણ સ્થાને રહે છે.

શહેરની ને ગામડાની, માધ્યમિક ને પ્રાથમિક કેટલીયે શાળાઓની મુલાકાતોમાં મેં શાળાના

વાતાવરણને સ્વાતંત્ર્ય અને પ્રેમથી ભરેલુ જોયુ છે ઘણી વાર તો એમ લાગે કે સ્વાતંત્ર્ય વધુ પડતુ છે, પણ જ્યારે બાળકોના હાસ્યપૂર્ણ વદનો જોઇએ છીએ ત્યારે એમ લાગી જાય છે કે સ્વાતંત્ર્ય આપવુ તે ભૂલ હોય તો પણ એ સનાતનપક્ષે જ ભૂલ છે ટૂકમા માબાપો, શિક્ષકો અને વિદ્યાર્થીઓના એકસામટા પ્રયાસથી જ આ શાળાઓ વિજયી બની છે માબાપો વર્ગોની મુલાકાતો લે છે, (લડાઇ પહેલા એ અશક્ય મનાતુ ) તેમના પર્યટનોમા સાથે જાય છે, અને પોતાથી બનતી શક્તિ તથા પૈસાની બધી સહાય આપે છે નૂતન કેળવણીનુ આ મોજુ કાઇ એકલા વિદ્યાધામો સુધી પહોચીને અટકી પડ્યુ છે એમ નથી, એ તો રેલ્વે લાઇનોથી માઇલો સુધી દૂર ગામડાના અતરમા પહોચી ગયુ છે

## ૮ પરીક્ષાઓ

પરીક્ષાઓનો જૂનો ભય ક્યારનો જતો રહ્યો છે. પ્રાથમિક શાળાઓમા વાર્ષિક પરીક્ષા જેવુ કશુ નથી અને વિદ્યાર્થીઓને વર્ષોવર્ષ વર્ગ શિક્ષકના અભિપ્રાય પર ઉપલા ધોરણમા ચડાવવામા આવે છે. આ શિક્ષકોને તેમના વર્ગની

સાથે જ લાગટ ત્રણ વર્ષ સુધી અને કયારેક તો આઠ વર્ષ સુધી ઉપર ને ઉપર લઇ જવામાં આવે છે. પ્રાથમિક શાળાનાં બાળકોને આઠ વર્ષ દરમિયાન નીચલા ત્રણ પ્રસંગોએ પરીક્ષાઓ આપવી પડે છેઃ—

( ૧ ) ગ્રન્ડશુલેના ચોથા વર્ષ દરમિયાન જે બાળકો માધ્યમિક શાળામાં જોડાવા માગતાં હોય તેમને માટે પ્રાવેશિક પરીક્ષા.

( ૨ ) ફોકશુલેના સાતમા વર્ષમાં જે બાળકો ઔફબાઉ શુલેમાં પ્રવેશ કરવા માગતાં હોય તેમને માટે પરીક્ષા.

( ૩ ) માનસિક નબળાઇવાળાં બાળકોને માનસશાસ્ત્રીઓ તપાસે છે અને પછી જ તેમને માટેની ખાસ નિશાળોમાં દાખલ કરવામાં આવે છે.

વર્ષ દરમિયાન કે પ્રાથમિક શાળાના અભ્યાસને અંતે લેખિત પરીક્ષાઓ તો સાવ અજાણી જ છે કોઇ કોઇ વાર ટૂંકી મૌખિક તપાસો વર્ષાંતે લેવામાં આવે છે. બાકી તો શિક્ષક પોતે જ બાળકના નિત્યકામ, તેની નોંધપોથીઓ અને બાળકના વ્યક્તિગત વિકાસ માટે પોતે કરેલી નોંધો ઉપરથી જ તેના કામનું માપ નક્કી કરે છે. એને એ બહુ મુશ્કેલ જણાતું નથી; કારણ

કે વર્ષોથી પોતે એ જ વર્ગની સાથે ને સાથે જ રહેતો હોય છે.

માધ્યમિક શાળાઓમા વિદ્યાર્થીઓને વધુ અગત્યના વિષયોની ટૂંકી ટૂંકી પરીક્ષાઓ લઈને ઉપર ચડાવવામા આવે છે, અને એક વિષયમા માર્ક ઓછા હોય તો તેનો બદલો બીજા વિષયમાં વાળી આપવાનો કાયદો (લૉ ઑફ કૉમ્પેન્સેશન) હોઇને વર્ગની નોંધ, મૌખિક પરીક્ષાઓ અને સામાન્ય અંદાજ ઉપર પણ ધ્યાન આપવામા આવે છે કેટલીક શાળાઓ તો રીતસરની લેખિત પરીક્ષાઓ પણ લેતી નથી શિક્ષકોની એક મંત્ર-મંડળી દરેક વિદ્યાર્થીનો ચડાવો નક્કી કરે છે જે એક પરીક્ષા વિદ્યાર્થીને પસાર કરવાની હોય છે તે 'મેચ્યૉરીટી એગ્ઝામીનેશન' છે આ પરીક્ષાનુ પરીક્ષકમંડળ શાળાના મોટા (જૂના) શિક્ષકો, શાળાખાતાના ઉપરી અને રાજ્યના શાળાખાતાના એક પ્રતિનિધિ (પ્રમુખ) એટલા જણનુ બનેલુ હોય છે લેખિત પ્રશ્નપત્રો, મૌખિક તપાસ અને શારીરિક તપાસ એ આ પરીક્ષાના અંગો હોય છે આ પરીક્ષામા ઉત્તીર્ણ થાય ત્યારે જ વિદ્યાર્થીને કોઇ પણ વિદ્યાપીઠ કે હુન્નર ઉદ્યોગની વિદ્યાપીઠ (હૉક શુલે) મા પ્રવેશ મળે છે પરીક્ષાનો ઉદ્દેશ

વિદ્યાર્થીમા કઇ ઉમદા શક્તિઓ છે તે જાણી લેવાનો છે, નહિ કે તેની નબળાઇઓ જ. વિદ્યાર્થી પોતાને જે વિષયમા ખૂબ હોશિયાર સમજતો હોય તે પર નિબંધ ( થીસીસ ) લખી આપવાની તેને છૂટ છે, તેમ જ મૌખિત પરીક્ષા માટે પણ તે મનગમતો વિષય પસંદ કરી નામ આપી શકે છે. આખી પરીક્ષાનો હેતુ વિદ્યાર્થી શું શું જાણે છે તે જાણી લેવાનો છે, નહિ કે તે શું શું નથી જાણતો તે.

છેલ્લાં નવ વર્ષ દરમિયાન શિક્ષકોએ, માબાપોએ અને નિશાળોનાં દફતરોએ જે સામગ્રી એકઠી કરી હોય છે તે જ વિદ્યાર્થીઓની ખરી આકણી કરવામાં એક સરસ માર્ગદર્શક બને છે—નહિ કે અનેક જાતના 'ચાન્સ'થી ભરપૂર એવી લેખિત પરીક્ષાઓ. આ વાત વધુ ને વધુ સમજાતી જાય છે.

રીઅલ જીમનેસીઅમના એક ચાલકે કહેલું કે મેચ્યૉરીટી એગ્ઝામીનેશનમાં ઉત્તીર્ણ થવું જરાય અઘરું નથી, કારણ કે પરીક્ષક સમિતિમાં શિક્ષકો હોય છે. લગભગ ૭૫ ટકા વિદ્યાર્થીઓ પરીક્ષામાં ઉત્તીર્ણ થાય છે. 'એક વિદ્યાર્થીને વારંવાર નાપાસ કરવો અને તેનું વિદ્યાર્થિજીવન બગાડી

મારવું એ અમને પરીક્ષકોને અયોગ્ય લાગે છે. અને તેથી બાકીના ૨૫ ટકાને ઉત્તીર્ણ કરવા પડે છે. જ્યારે અમને ( પરીક્ષકોને ) બાળકના જીવનમાં એક વર્ષ પણ વધારી આપવાની શક્તિ નથી તો પછી એને પરીક્ષાઓમાં નાપાસ કરીને અને લાંબા વખત સુધી શાળામાં તેને અટકાવી રાખીને તેના જીવનમાંથી કેટલાંક વર્ષો લઇ લેવાનો શો હક્ક છે?' એવી સામાન્ય માન્યતા બધે પ્રવર્તે છે.

ડૉ. હીલ્કરે શિક્ષણ અને પરીક્ષણના ધોરણના આ ફેરફારો સમજાવતાં નીચેના આંકડાઓ આપેલાઃ " પ્રાથમિક શાળાઓમાંથી ૨૫ ટકા છોકરાં માધ્યમિક શાળાઓમાં જાય છે. યુદ્ધ પહેલાં માંડ ૫ થી ૧૦ ટકા જતાં. યુદ્ધ પહેલાં અમારી વિદ્યાપીઠોમાં જેટલા વિદ્યાર્થીઓ આવતા તેના કરતાં ત્રણગણા વધારે વિદ્યાર્થીઓ અત્યારે અમારે ત્યાં છે."

### ૯ ત્રણ પ્રકારની શાળાઓ માટે સમયપત્રકો

રી-ઑર્ગેનીઝેશન ઑફ એજ્યુકેશન ઇન પ્રશિયા નામના પુસ્તકમાં સમયપત્રકો બનાવવા વિષે લખવામાં આવ્યું છે તેમ ( ૧ ) ગ્રુન્ડશુલેનમાં ભણતર પાછળ રહેલો મૂળ વિચાર બાળકના આંતરિક અનુભવો ઉપર રચાયલા જ્ઞાનનું ઉપાર્જન

એ છે અને તેથી જ બાળકે ઘરમાં મેળવેલા અનુભવોને નિશાળના કામ સાથે સાંકળી લેવાની અગત્ય છે. આ ઉદ્દેશ બાળકો યોજેલા પર્યટનો અને હાથકામની પ્રવૃત્તિથી સાધી શકાય એમ છે. ધર્મ, જર્મન ભાષા, સમાજશાસ્ત્ર, ગણિત, આલેખન, સંગીત, શારીરિક તાલીમ અને છોકરીઓ માટે સીવણકામ એ ગ્રુન્ડશુલેનના પાઠ્યક્રમના વિષયો છે. ફૉક્શુલેનના છેલ્લા ચાર વર્ષના ભણતર પાછળ સર્વત્ર એક સરખો જ સિદ્ધાન્ત રહેલો હોય છે. શિક્ષકની રાહબરી નીચે બાળકે પોતાના અવલોકન, પ્રયોગ, શોધખોળ અને સ્વતંત્ર અભ્યાસ દ્વારા જ્ઞાન મેળવવું જોઈએ (૨) ઉદ્યોગ અને વાણિજ્યના નવા ક્ષેત્રોની જરૂરિયાતોને પહોંચી વળવા અને પ્રજાસત્તાકના નવા સમાજ અને નવા ઉદ્યોગ વાણિજ્યના માણસોના વચગાળાના સ્થાનો પૂરવા માટે એક નવા જ પ્રકારની શાળાની અગત્ય હતી, જે શાળા આવી બધી જરૂરિયાતો માટે વિદ્યાર્થીઓને તાલીમ આપી તૈયાર કરે. માધ્યમિક શાળાઓ તો કેવળ વિદ્યાવિષયી (ઍકેડેમિક) હતી અને ફૉક્શુલેન આ કાર્ય માટે બંધબેસતી ન હતી, અને તેથી જ એક કેવળ નવી જ ૭ વર્ષની માધ્યમિક શાળા અસ્તિત્વમાં આવી. આ શાળાનો અભ્યાસ-

મ જર્મનીના જુ । જુદા પરગણાઓની વ્યક્તિગત ઔદ્યોગિક જરૂરિયાતો પ્રમાણે ખાસ ઔદ્યોગિક કારણે રચવામા આવ્યો ( ૩ ) અનેકવિધ જર્મન સંસ્કૃતિને પહોચી વળવાના અને જાળવી રાખવાના ઉદ્દેશથી ચાર પ્ર ારની માધ્યમિક શાળાઓ પણ રચવામા આવી કે જર્મનીની સંસ્કૃતિક એ તા ચાયની રાખવા માટે અને આ શાળાઓનો પરસ્પર સંબધ બરાબર જળવાઇ રહે તે માટે ધર્મ, જર્મન ઇતિહાસ પૌરશાસ્ત્ર ( civics ) ભૂગોળ સંગીત આલેખન અને શરીરરક્ષાની કેળવણી– એટલા વિષયોને મધ્ય ભાગે રાખીને તેની આસ પાસ શાળાની વ્યક્તિગત જરૂરિયાત મુજબના વિષયોની ગોઠવણી કરવામા આવે છે અઠવાડિયાના અભ્યાસના કુલ સમયનો ½ થી ⅓ જેટલો વખત ( દરેક શાળાની જુદી જુદી ખાસિયત પ્રમાણે ) આ મધ્યવિષયોની પાછળ ગાળવામા આવે છે

તારુણ્યના માનસશાસ્ત્રને આધારે ને જાતિઓના તફાવતો અને તેમના અલગ અલગ વિકાસ પ્રત્યે ખાસ લક્ષ આપવામા આવે છે માધ્યમિક શાળાનો નવ વર્ષનો અભ્યાસક્રમ ત્રણ ભાગમા વહેચવામા આવ્યો છે પ્રથમ ભાગ બચ પણ (પ્રાથમિક અનુભવોનો કાળ ), દ્વિતીય વિભાગ

કિશોરવય ( પ્રેરણાત્મક જ્ઞાનનો કાળ ) અને ત્રીજો વિભાગ તરણાવસ્થા ( તર્કશક્તિનો કાળ. ). આ સિદ્ધાંતોને અનુસરી ભણતરની આખીયે યોજના ઘડાય છે.

### ૧૦ કેટલાક ઉપલક વિચારો

સર્વવ્યાપી શાળા ( આઇનહાઇટ શુલે )નો આદર્શ અદ્યાપિ પર્યંત સાધ્ય થયો નથી. આખી યોજનાના જુદા જુદા ભાગો બરોબર એમતા આવના નથી. વિદ્યાપીઠો અને માધ્યમિક શાળાઓ વચ્ચે ઘર્ષણ ચાલે છે. વિદ્યાપીઠોની એવી ફરિયાદ છે કે જે વિદ્યાર્થીઓ માધ્યમિક શાળાઓમાંથી આવે છે તે અમારે ત્યાં બંધબેસતા થતા નથી, અને અમને ભય છે કે શોધખોળ અને જુદીજુદી ઉચ્ચ વિદ્યાના ધામ તરીકે આપણી જે પ્રાચ્યુદ્ધ નામના છે તે કદાચ મચવાશે નહિ; જ્યારે માધ્યમિક શાળાનો શિક્ષકગણ એમ માને છે કે વિદ્યાપીઠો હવે છેક ઘરડીખખ્ખ અને ખૂબ સ્થિતિચુસ્ત બની ગઇ છે, તથા તેના અધ્યાપકો શિક્ષણકળામાં ઘણા પછાત છે. એ જ રીતે માધ્યમિક શાળાના શિક્ષકો ફરિયાદ કરે છે કે પ્રાથમિક શાળામાંથી આવતાં બાળકો અમારે ત્યાંના શિક્ષણ માટે કેવળ બિનતૈયાર જ.

આવે છે પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ કેમણા વગરનો છે એવી તેમની ફરિયાદ છે આમ આપણને જણાશે કે આખુયે કેળવણીયંત્ર કામ તો કરી રહ્યુ છે, પણ કશાયે ઘર્ષણ વગર નહિ આ યંત્રભાગોને ઘસાઈને સરખા થતા જરા સમય લાગશે અગર તો તેમને બરાબર ચલાવી શકે તેવી કોઈ યોજના હાથ આવે તેની રાહ જોવી પડશે

બાળક દસ વર્ષની વયે પ્રાથમિક શાળામાથી માધ્યમિક શાળામા જાય ત્યારે સંક્રમણનો મુદ્દો એ પણ ચર્ચાનો એક વિષય છે એ વખતે વિદ્યાર્થી કયા પ્રકારની શાળામા જઈ શકે તેવો છે એ નક્કી કરવુ શિક્ષક અને વધુ તો માબાપોને માટે અઘરૂ થઈ પડે છે, કારણ કે દસ વર્ષની વયે કોઈ ખાસ વિષયના અભ્યાસ તરફ બાળકનુ વલણ કે યોગ્યતા છે તે જોઈ શકાતુ નથી વળી બાળકને પ્રાથમિક શાળામા જ્ઞાનના એવા મૂળ સાધનો હજુ મળી ગયા હોતા નથી કે તેને માધ્યમિક શિક્ષણનો લાભ લેતા બરાબર આવડી જાય વળી આવી વયે પર ભાષાઓનો અભ્યાસ ઘણો વહેલો ગણાય આમ હોવાથી દસ વર્ષની વયે આ ભાગ જરા વહેલો અને કાચો ગણાય

બીજા દેશોમા જે રિવાજ છે તેનાથી ઉલટો

દસ વર્ષની વયે માધ્યમિક શાળામા મોકલવાનો રિવાજ જર્મનીમા જોઇને આપણને નવાઇ લાગે છે. પરતુ નવ વર્ષની વયે બાળકને માધ્યમિક શાળામા મોકલવાની જૂની પ્રથાને લીધે કદાચ આમ હોય, કે કદાચ ઉદ્યોગના જમાનામા બીજા દેશોની સાથે સરસાઈ ભોગવવા માટે પરદેશની ભાષાઓ શીખવાની અગત્યને લીધે આમ બનતું હોય વળી કેટલાક જર્મન શિક્ષણશાસ્ત્રીઓ એમ પણ માને છે કે પરદેશની ભાષાઓ બાલ્યાવસ્થામા ઘણી સહેલાઇથી શીખી શકાય છે, કારણ કે તે વેળા બાળકની અનુકરણશક્તિ ખૂબ તીવ્ર હોય છે.

માધ્યમિક શાળાઓનાં નવ વર્ષ બહુ લાબાં ગણવામા આવે છે, અને વિદ્યાર્થીઓને ૧૦ થી ૧૯ વર્ષ સુધી એક જ શાળામા ગોંધવા અને ભણાવવા એ તથા અઢાર વર્ષના તરુણની સાથે એક નિશાળિયાની જેવુ વર્તન ચલાવવું એ સલાહકારક છે કે કેમ, અને તેની જરૂરિયાતો ૧૦થી ૧૭ વર્ષ સુધીના છોકરા જેટલી જ છે કે કેમ, અને એક જ જાતનું શાળાનિયમન તેને કાઇ લાભકારક છે કે કેમ એ મુદ્દાઓ સર્વત્ર ચર્ચાઈ રહ્યા છે. જર્મનીની વર્તમાન માધ્યમિક શાળાઓને આવા પ્રશ્નોનો સામનો કરવો પડે છે. વળી જર્મનીની માધ્યમિક શાળાઓના

જુદી જુદી શક્તિવાળા વિદ્યાર્થીઓના વિધ-વિધ વર્ગોને શીખવવામાં અને તેમની જરૂરિયાતોને પહોંચી વળવામાં પોતાની જાતને બંધબેસતા કરવાનું કામ શિક્ષકોને અનુભવને પરિણામે ઘણું અઘરૂં લાગ્યું છે. ઉંચી શ્રેણીઓ બીજા દેશોની વિદ્યાપીઠોની પ્રથમા જેવો અભ્યાસક્રમ શીખવે છે, જ્યારે છેક નીચલી શ્રેણીઓ પ્રાથમિક શાળાઓનાં ધોરણથી માંડ જરા આગળ હોય છે. સંપૂર્ણ રીતે શાળાના નિયમનમાં રહેલા આ જુવાનિયાઓ જ્યારે વિદ્યાપીઠોની સ્વાતંત્ર્યમય હવામાં આવે છે ત્યારે તેઓ નવા વાતાવરણમાં એકદમ ભળી શકતા નથી, અને સમયનો કેમ સદુપયોગ કરવો તે તેમને સૂઝતું નથી.

આ મુશ્કેલીનો ઉકેલ લાવવા માટે એવું સૂચન કરવામાં આવે છે કે જીમનેસીઅમનાં છેલ્લાં બે વર્ષ અને મહાવિદ્યાલયનું પ્રથમ વર્ષ જુદાં કરી જીમનેસીઅમ અને મહાવિદ્યાલય વચ્ચેની કૉલેજો સ્થાપવી.

આ સૂચનને અનુમોદતાં જે. બર્નેટ આમ લખે છેઃ "આ વસ્તુનું મૂળ તો એ છે કે ઉચ્ચ શિક્ષણ ખરી રીતે ત્રણ કક્ષાઓમાં વહેંચાઇ જવું જોઇએ, બેમાં નહિ. આ હકીકત તરફ આપણે

રોજગારીની તકોનો અભાવ; ( ૨ ) દરેક જાતના ધંધા માટે ( જે ધંધો લેનારે એક વાર પોતાના તરીકે પસંદ કર્યો તે પછી તેમાં ફેરફારની શક્યતા જ નહિ. ) પ્રમાણપત્રો મેળવવાની લાંબી અને ચકવી નાખે તેવી પરંપરાથી ચાલી આવેલી પ્રથા. હરીફાઇ તો એટલી સખત ચાલે છે કે માણસ કોઇ પણ એક ધંધાને ઝડપી લેવા તત્પર રહે છે; કારણ કે જો પોતે કોઈ પણ એક તૈયારીનો કાર્યક્રમ બદલશે તો પોતે ક્યાંઇનો પણ રહેવાનો નથી એ તે જાણે છે. જીવનકાર્ય તરીકે સ્વીકારેલ કામને ખૂબ ધોરણસર ગોઠવેલું હોય છે અને તેની દેખરેખ પણ બહુ રખાય છે. માણસની તમામ પ્રવૃત્તિની નોંધ હોય છે.

દષ્ટિ ફેંકી શકે છે ત્યાં સુધી કોઇ પણ પ્રકારનું વૈવિધ્ય તેની દષ્ટિએ પડતું જ નથી."*

આમ હોવા છતાં એવી માન્યતા પ્રવર્તે છે કે યુદ્ધ દરમિયાન તેઓએ પોતાનું જે સ્થાન ગુમાવ્યું છે તે એક દિવસ પોતાની બૌદ્ધિક ઉચ્ચતા દ્વારા તેઓ પાછું મેળવશે. કેળવણી તરફ આટલી શ્રદ્ધાપૂર્વક જર્મનીની પેઠે બીજું કોઇ પણ રાષ્ટ્ર મીટ માંડતું નથી.

* The Training of Elementary Teachers by Alexander, p. 241.

## ૧ પ્રાથમિક શાળાના શિક્ષકો

કેળવણીના નૂતન આદર્શોને પહોંચી વળવા શિક્ષકોના અધ્યાપનકાર્યમાં પણ સુધારા કરવાની માગણી આવી. શિક્ષકોને તાલીમ આપવાના કાર્યની ઘૂંચઘાંચ બરાબર સમજાય એ માટે એ પદ્ધતિનાં કેટલાંક પ્રમુખ લક્ષણોનું વર્ણન કરવાની અગત્ય જણાય છે.

પ્રાગ્યુદ્ધ દિવસોમાં જે દરકારથી પ્રાથમિક શાળાના શિક્ષકોને પસંદ કરવામાં આવતા હતા અને તેમને તાલીમ આપવામાં આવતી હતી, તે દરકારથી કોઇ બીજું વધારે સારૂં ઉદાહરણ કેળવણીની બાબતમાં જર્મનીની ચોકસાઇ બતાવી આપે તેવું આપી શકાય તેમ નથી. શિક્ષકોના અધ્યાપનકાર્યની જે પ્રણાલિ જર્મનીમાં હતી તેથી વધુ સારી પ્રણાલિ બીજા દેશોમાં ભાગ્યે જ હતી. જ્યારથી શિક્ષણના ધંધાને સમાજમાં ઉંચું સ્થાન મળ્યું અને જ્યારથી તેમના વેતનનું ધોરણ

સારૂ થયું, ત્યારથી દેશના ઘણાયે ઉત્તમ પુરુષો તે ધંધા તરફ ખેંચાયા શિક્ષણના કાર્યનો આંતર સંદેશ સાંભળીને બધા શિક્ષકો એ ધંધામા જોડાય છે એવુ કાંઇ બધી વેળા બનતુ નથી, પણ એ ધધામા જોડાનારાઓનો મોટો ભાગ સામાજિક અને આર્થિક ઉદયના વિચારથી પ્રેરાઇને એ ધધો સ્વીકાર છે ઓગણીસમી સદીમા સમાજમા શિક્ષકનું સ્થાન ધર્માચાર્યથી બીજે નબરે ગણાતુ, અને એ સરકારી નોકર હતો તેથી આખીયે જર્મન સરકાર તેને ટેકો આપતી અને તેના કાર્યને પોષતી એનુ વેતન ઘણુ સારૂ હતુ, એનુ સ્થાન કાયમી ગણાતુ, તેનુ ઉદરપોષણ અને ભવિષ્યની આબાદી ઉપર પેન્શન અને તેના ઉપજીઓ માટેની સગવડતાને કારણે ચોક્કસ હતા, અને તેને એક ઘરની અગર તો ઘરભાડાની મદદ આપવામા આવતી ઘણી વાર તો તેના ઉચ્ચ સામાજિક સ્થાનને કારણે તે કોઇ ગુણવાન શ્રીમતની વારસ દાર કન્યાને પોતાની મોહોર દાર તરીકે પણ મેળવી શકતો

આવા પ્રલોભનોને લીધે જર્મન કેળવણી ખાતુ કેટલાયે હોશિયાર ઉમેદવારોથી ભરપૂર રહેતુ આવા ઉમેદવારો છ વરસના એક અભ્યાસક્રમમાથી બરોબર પસાર થયેલા હતા તેમનો અભ્યાસ

દારીને તેના ધધાના સઘળા નિયમો આપી તૈયાર કરવામા આવે તેમ શિક્ષકને તેના વર્ગકામ માટે તૈયાર કરવામા આવતો " આ શિક્ષકોને કેળવવામા નહોતા આવતા, તૈયાર કરવામા આવતા હતા "

નૉર્મલ સ્કૂલમા ત્રીજા વર્ષને અંતે ઉમેદવારને એક પરીક્ષા પસાર કરવી પડતી આ પરીક્ષા મૌખિક તેમ જ લેખિત રાખવામા આવતી, આ પરીક્ષામા ઉત્તીર્ણ થનારને એક વર્ષની ઐચ્છિક લશ્કરી નોકરીનો હક્ક મળતો અને પછી તેને કોઇ ગ્રામશાળામા મૂકવામા આવતો, પણ એને કાયમી થતા પહેલા એક બીજી પરીક્ષા આપવી પડતી પ્રાથમિક કેળવણીના પ્રદેશમા જે પદ્ધતિથી પ્રશિયા જ્હેમત ઉઠાવી રહ્યુ હતુ તેથી વધુ સારી પદ્ધતિ કોઇ નહિ હોય

" સામાજિક તેમ જ મૌલિક અનુભવોની ખામીઓને પરિણામે કેળવણીનુ દષ્ટિબિંદુ સંકુચિત હતુ છતા તે દષ્ટિબિંદુને પહોચી વળવાને માટે જે કેળવણીનુ યત્ર કામ કરતુ હતુ તેનાથી વિશેષ પરીપૂર્ણ યત્ર શોધવુ અશક્ય હતુ "*

* Comparative Education by Sandiford chap II p. 137.

અત્યારે જર્મનીમાં પ્રાથમિક શાળાના શિક્ષકના ધંધામાં પ્રવેશ કરવા ઇચ્છતા વિદ્યાર્થીને પ્રાથમિક શાળામાં ચાર વર્ષ અને માધ્યમિક શાળામાં નવ વર્ષ અભ્યાસ કરવો પડે છે; અને કોઇ વિદ્યાપીઠ કે વિદ્યાપીઠની કક્ષાની કોઇ સંસ્થામાં બે અથવા ત્રણ વર્ષ સુધી ધંધાની તાલીમનું કામ કરવું પડે છે. જે વિદ્યાર્થીઓ જીવનમાં જરા મોડા વિકાસ પામે તેઓ ઔફ્બાઉશુલેમાં જોડાઇ છ વર્ષમાં સ્નાતક થઇ શકે છે, અને તે પછી શિક્ષકના ધંધામાં પણ જોડાઈ શકે છે. જુદી જુદી જાતની માધ્યમિક શાળામાંથી નીકળેલા સ્નાતકો આ ધંધાને માટે લાયક ગણાય છે, છતાં ઔફ્બાઉશુલે અને ડોઇ ઓબરશુલેના સ્નાતકોને આ ધંધા માટે વધારે યોગ્ય લેખવામાં આવે છે. કારણ કે આ શાળાઓ પોતાના પાઠ્યક્રમમાં જર્મન સંસ્કૃતિ તરફ વિશેષ ઝોક રાખે છે.

---

in Germany by Alexander, chap III, p. 27.

૩ આ ધોરણ હુન્નર-ઉદ્યોગની અને આગળ અભ્યાસ કરવાની શાળાઓના શિક્ષકોને લાગુ પડતું નથી. (The Re-organization of Education in Prussia, p. 179, ૪૮ નોટ.)

જૂની પદ્ધતિમા વિદ્યાર્થીને ચૌદ વર્ષ જેટલી નાની ઉમરે પોતાના ભાવિ ધધાની પસદગી કરવી પડતી, પણ હવે તે ઓગણીશ વર્ષનો થાય ત્યા લગી પસદગી કરવાનુ કામ મુલતવી રાખી શકે છે વળી શાળાના પહેલા કે બીજા સત્રમાં કાઇ પ્રત્યક્ષ કામ કરવાની પણ વિદ્યાર્થીને તક આપવામાં આવે છે આથી તેને પોતાને તે ધધા તરફ કાઇ વલણ છે કે કેમ તેનો તે નિર્ણય કરી શકે છે

કેળવણીના ક્ષેત્રમા સ્વાતત્ર્ય ભોગવતાં અઢાર સસ્થાનો અને સ્વતત્ર શહેરોનુ જર્મન રાજ્ય બનેલુ છે તેથી પ્રાથમિક શાળાના શિક્ષકોના અધ્યાપનમાયમા એકધારાપણુ ક્વચ્ચિત્ જ જોવામા આવે છે એક બાજુએ પ્રશિયાએ અધ્યાપનમદિર (પેડેગોગીશ આકેડેમીઅન) ખોલ્યુ છે આ સસ્થામા બે વર્ષનો અભ્યાસક્રમ છે અને તેને વિદ્યાપીઠો સાથે કશો સબધ નથી બીજી બાજુ હેમ્બુર્ગનુ વિદ્યાપીઠ પ્રાથમિક શાળાના શિક્ષકોના અધ્યાપનમદિરો ચલાવે છે આ બધા પ્રયત્નો દરમિયાન કેટલાક સસ્થાનો પરિણામની રાહ જોતા બેઠા છે, જ્યારે કેટલાક આ બેમાથી કોઇ પણ એકમા પોતાના શિક્ષકોને તાલીમ અપાવી રહ્યા છે એકવિધતા

માટે પ્રયત્નો તો બહુયે થાય છે, પણ જ્યાં સરકાર પોતે જ હજુ સ્થિરતા પામી નથી અને ભંડોળની ઉણપ છે ત્યાં ઝાઝા ફેરફારની આશા આપણે કેમ રાખી શકીએ ? પણ એટલું તો નિશ્ચિત છે કે હવે આ ફેરફારો કદી પાછા તો પડશે જ નહિ, પણ યોગ્ય દિશામાં સતત પ્રગતિ જ કરતા રહેશે.

ઉપરોક્ત પેડેગોગીશ આકેડેમીઅનમાં બહુ ઉદાર ધોરણે શિક્ષણ અપાય છે. વિદ્યાર્થીઓને દર વર્ષે લાંબી રજાઓમાં થોડાંક અઠવાડિયાં શીખવી બતાવવું પડે છે એટલું જ નહિ, પણ તેમને જુદા જુદા પ્રકારની શાળાઓની મુલાકાતો લેવાની હોય છે, તેમ જ જુદાં જુદાં હિતરક્ષા-મંડળોમાં પણ જવું પડે છે. આમ તેમની દૃષ્ટિ વિશાળતા પામે છે અને તેમના શિક્ષણને વિદ્યા-પીઠના ધોરણે જ મૂકવામાં આવે છે. પરિણામે ગ્રુન્ડશુલેનમાંથી જે બાળકો ઉત્તીર્ણ થાય છે તેમના ભવિષ્યનાં ધોરણ અને પરીક્ષાનાં પરિણામો નક્કી કરવા માટે તે માધ્યમિક શાળાના શિક્ષકોની સાથો-સાથ બેસી શકે છે. શાળાઓનો ઉદ્દેશ બાળકમાં રહેલી સર્જકશક્તિ, યોજકશક્તિ અને સ્વયંભૂ-વૃત્તિને વિકસાવવાનો હોય બાળકોના શિક્ષકોનું અધ્યાપન પણ એવું થવું જોઈએ કે જે દ્વારા

તેઓ સર્જક, યોજક અને સ્વયંભૂ બને. અધ્યાપનમંદિરોમાં આ વિચાર વિસરાયો નથી. જર્મન સામ્રાજ્યના કડક શિક્ષકનું સ્થાન આ નવા શિક્ષકે લીધું છે; એ શિક્ષક સામ્રાજ્યનાં બાળકોનો સાચો દોસ્ત છે અને સોટી વડે નહિ પણ સ્નેહ વડે શાળા પર એ અધિકાર ચલાવે છે. પણ ભાવનાશીલ શિક્ષકો આટલા ટૂંકા સમયમાં સંપડાવવા એ કાંઇ સહેલું કાર્ય નથી. છતાં, દૂર દૂર ગામડાંઓની શાળાઓ, જ્યાં એક જ શિક્ષક પ્રાથમિક શાળા ચલાવતો હોય અગર એક જ શિક્ષકને બે ત્રણ વર્ગો સંભાળવા પડતા હોય, ત્યાં પણ આ નવું ચેતનવંતું વાતાવરણ જોઇ મને ઘણું આશ્ચર્ય થયું હતું.

૨ માધ્યમિક શાળાના શિક્ષકો

પ્રાથમિક શાળાના શિક્ષકોના અધ્યાપનકાર્યમાં જે ફેરફારો કરવામાં આવ્યા છે તેની સાથે સરખાવતાં માધ્યમિક શાળાના અધ્યાપનકાર્યમાં કરવામાં આવેલા ફેરફારો ઘણા થોડા છે. હેતુઓ, આદર્શો અને શીખવવાની પદ્ધતિ સિવાય ભણતરનાં વર્ષો કે પસાર કરવાની પરીક્ષાઓની સંખ્યામાં કાંઇ ખાસ સુધારાઓ જોવામાં નથી આવતા.

માધ્યમિક શાળાનો શિક્ષક બનવાનો ઉમેદવાર કોઈ પણ વિદ્યાપીઠમાં જોડાય છે, અને ત્યાં પોતાને જે વિષયોનો શોખ હોય છે તેનો અભ્યાસ આદરે છે. આ અભ્યાસની મુદત ચાર વર્ષની છે અને તેને અંતે તત્ત્વજ્ઞાન અને કેળવણીના વિષયો સહિતની પરીક્ષા આપવાની હોય છે. આ પરીક્ષા રાજ્ય તરફથી લેવાય છે. વળી તેને માધ્યમિક શાળાના સઘળા વર્ગોમાં કોઇ પણ બે વિષયો શીખવીને અને નીચલા તથા મધ્યના વર્ગોમાં એક વિષય શીખવીને પોતાની લાયકાત સાબીત કરવાની હોય છે. આ ત્રણ વિષયની પસંદગી ઐચ્છિક હોય છે; છતાં નીચે જણાવેલાં ઝૂમખાં વિશેષ પસંદ કરવાનો રિવાજ છે.

"( ૧ ) ધર્મશિક્ષકો: ધર્મ અને એક બીજો વિષય–હિબ્રુ, લૅટિન કે જર્મન.

( ૨ ) જર્મન ભાષા શિક્ષકો: જર્મન ભાષા અને ઇતિહાસ કે ભૂગોળ.

( ૩ ) કળા શિક્ષકો: સંગીત અગર કોઇ લલિત કળા અને કોઇ એક ઐચ્છિક વિષય."

સામાન્ય રીતે કોઇ પણ ઉમેદવાર ત્રણ અગર ચાર મુખ્ય વિષયો અને એક અથવા બે

ગૌણ વિષયો પસંદ કરે છે, કારણ કે જેમ તે વધારે વિષયો લઈ આ પરીક્ષામાં ઉત્તીર્ણ થાય છે તેમ તેને સારી નોકરી મળવાની વધારે તક હોય છે. રાજ્યની પરીક્ષા પસાર કર્યા પછી તે 'સ્ટુડીએન રેફરેન્ડાર' બને છે અને કોઇ પણ માધ્યમિક શાળામાં 'ડિરેક્ટર' ની દેખરેખ નીચે બે વર્ષ સુધી તેને કામ કરવાનું રહે છે. વળી તે વિદ્યાપીઠના વર્ગો કે જ્યાં કેળવણીના સિદ્ધાંતો અને શિક્ષણના પ્રયોગો કરવામાં આવતા હોય ત્યાં પણ જાય છે. આ મુદતને અંતે એને લેખિત અને મૌખિક પરીક્ષા પસાર કરવાની હોય છે, અને તે પછી જ તે કોઇ પણ નિમણૂક માટે લાયક બને છે. જો એને ક્યાંઇ તાત્કાલિક નિમણૂક મળી જાય તો તે ઘણો ભાગ્યશાળી ગણાય; સામાન્ય રીતે એને કોઇ જગ્યા ખાલી પડે ત્યાં સુધી ઓછામાં ઓછાં પાંચથી સાત વર્ષ રાહ જોતા રહેવું પડે છે.

"પ્રશિયા આગળ હજુ ૧૬૦૦૦ શિક્ષકો ધંધા વગરના બેઠા છે. આ સંખ્યામાંથી અરધા જે ધંધાને શિક્ષણના ધંધા સાથે કશો સંબંધ નથી એવા ધંધામાં કામ કરે છે, જ્યારે અરધા બેકાર બેઠા છે. જો નિમણૂકની ચાલુ પદ્ધતિ જારી

રહેશે તો છેલ્લા શિક્ષકને ૧૯૩૮ સુધી નિમણૂક નહિ મળે " *

ફ્રેન્કફૉર્ટ-ઑન-મેઇનના અધ્યાપનમંદિરના (પેડેગોગીશ આકેડેમી) ના ડિરેક્ટર ડૉ. વાઇમારે મને ચોખ્ખું કહેલું કે પ્રાથમિક શાળાના શિક્ષકોને નોકરી માટે બિલકુલ ચોભવું પડયું ન હતું. ગયે વર્ષે તેમની સંસ્થામાંથી જે શખ્સો શિક્ષકો બની બહાર આવ્યા તે બધાને તુરતાતુરત નોકરી મળી ગઇ હતી; ફક્ત માધ્યમિક શાળાના શિક્ષકોને જ રાહ જોવી પડી હતી. બર્લિન વિદ્યાપીઠના એક ડૉ. કાર્ઝકેએ પણ એ જ વિચારોને અનુરૂપ વિચારો જણાવ્યા હતા. તેમણે જણાવ્યું હતું કે કોઇ પણ શિક્ષક ૩૫ વર્ષની વયનો થાય તે પહેલાં તે કદી કાયમી થઇ શકતો નથી.

આ યોજનામાં જીવનનાં અત્યુત્તમ વર્ષો શું વેડફાઇ નથી જતાં? આ યોજનાનો વિસ્તારવાળો ને ભારેખમ અભ્યાસક્રમ અને તેમાં ખર્ચાતાં વીશ વર્ષો શું વધુ પડતાં નથી? ખૂબ ભણેલા શિક્ષકને પોતાનું જ્ઞાન ધીમેથી અને સરલ રીતે આપવું કઠિન પડે છે. પણ જર્મન શિક્ષક માને છે કે શિક્ષણનો ધંધો રીતસર શરૂ કર્યા પહેલાં શિક્ષણના

* Educational Year-book 1924, p. 132.

વિષયોનુ સારી રીતે જ્ઞાન હોય તે વધારે સારૂં છે. વળી તેઓ એમ પણ દલીલ કરે છે કે માધ્યમિક શાળાના ઉપલા ત્રણ વર્ગો ઈંગ્લાંડનાં વિદ્યાપીઠોમા પ્રમાણપત્રો માટે જતા વર્ગોની બરોબર માનસિક ધોરણે તો હોય છે જ. જર્મનીની માધ્યમિક શાળાનાં નવ વર્ષો ઈંગ્લાંડની શાળાનાં અગિયાર વર્ષો જેટલાં જ છે; કારણ કે તેઓ અઠવાડિયામાં ૭ દહાડા કામ કરે છે અને તેમનાં વેકેશનો ટૂંકાં હોય છે. આવા વર્ગોને ભણાવવા માટે ઉંચી કેળવણીની લાયકાતવાળા શિક્ષકોની જરૂરિયાત છે.

કોઇ વાર વિદ્યાર્થીની ૨૫ કે ૨૬ વર્ષની વયે માલૂમ પડે છે કે શિક્ષણના ધંધા માટે પોતામાં વલણ નથી. હવે બીજો ધંધો પસંદ કરી નવેસરથી શરૂ કરવું એ તેને માટે ઘણું મોડું થયું ગણાય. આ ખોડ સુધારી લેવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. શિક્ષણના ધંધા માટે વિદ્યાપીઠમાં ગયેલા વિદ્યાર્થીઓને પહેલાં બે વર્ષ શાળાના વર્ગોમાં અવલોકન કરવાનું અને મદદ કરવાનું કામ કરવાની મંજૂરી આપવામાં આવે છે.

જર્મન પ્રજાસત્તાક માટે નાગરિકો તૈયાર કરવા સારૂ શાળાઓની નવેસરથી રચના કરવામાં

આવે છે અને આવી શાળાઓને યોગ્ય ભાવનાથી ચલાવવા માટે શિક્ષકોના અધ્યાપનવિધિને પણ સુધારવામાં આવે છે. પણ આ નવા અખતરાનાં પરિણામો જાણવાને તો બહુ વખત લાગે જ. આવતી કાલના નાગરિકો તો આજની કેળવણીની કિંમતને બનાવી શકે તેમ છે; પણ જૂના વિચારવાળા શિક્ષકો પોતાના જૂના વિચારો સહિત હજુ ત્યાં છે અને તેમને દૂર કરી શકાય એમ નથી; નવા આદર્શોવાળા નવા શિક્ષકો આગળ આવતા જાય છે પણ બેકારીનો પ્રશ્ન એવો જટિલ છે કે જર્મન શાળાઓની નાડીઓમાં નવું લોહી આવતા હજુ લાંબો વખત લાગશે. ભવિષ્ય કાંઇ નિરાશાજનક દેખાતું નથી. જેઓ અત્યારે શિક્ષણના ધંધામાં પડ્યા છે તેઓ નવા આદર્શોને કાર્યમાં મૂકવા માટે ખૂબ પ્રયત્ન કરી રહ્યા છે; અને તેમના તે પ્રયત્નને 'સેન્ટ્રલ ઇન્સ્ટીટ્યૂશન ફોર એજ્યુકેશન એન્ડ ઇન્સ્ટ્રકશન' જેવાં જુદાં જુદાં મંડળો દ્વારા સહાય મળતી રહે છે. આ સંસ્થાએ જર્મનીમાં ગયે વર્ષે પ્રવૃત્તિશિક્ષણ (આરબાઇટ-ઉન્ટેરિષ્ટ) માં ૧૫૦ જેટલા વર્ગો ચલાવ્યા. આ વર્ગોનો ૫૦,૦૦૦ જેટલા શિક્ષકોએ એક વર્ષમાં લાભ લીધો. આ સંસ્થા વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકો માટે શિક્ષણનાં વ્યાખ્યાનોને બ્રોડકાસ્ટ

કરે છે, શિક્ષણ વિષયક ચલચિત્રો પૂરા પાડે છે, પરિષદો ગોઠવે છે અને પ્રદર્શનો પણ ભરે છે.

"સેન્ટ્રલ ઇન્સ્ટીટ્યૂટ દસ વર્ષ સુધી ચલ-ચિત્રોની યોજના સુંદર રીતે ચલાવ્યા બાદ બ્રૉડકાસ્ટીગ માટે રેડિયો ઓફિસ ખોલે તે ઘણુ જ યથાર્થ છે અને તેમ કરતા એટલી જરૂર કાળજી રાખશે કે 'ફિલ્મ અને રેડિયો' ની છેલ્લામા છેલ્લી શોધનો ઉપયોગ શિક્ષણની દષ્ટિએ શાળાઓમા વધારે કેમ થઇ શકે"†

શિક્ષકોને નવા આદર્શો તરફ લઇ જતી જે જે તકો સાંપડે છે તેમનો તેઓ ઉપયોગ કરે છે, અને પોતાના ધંધા તરફની તેમની ભક્તિ મહાન્ છે એમ હોલે કેટલાક વર્ષો પહેલા લખેલુ તે જર્મનીના શિક્ષકો માટે હજુ તેટલું જ સાચું છે. "તે ફક્ત પાઠ શીખવનારો કે સાંભળનારો જ નથી તે વિદ્યાર્થીના જ્ઞાનનુ એકમાત્ર ઉદ્ભવસ્થાન નહિ પણ સામાન્ય ઉદ્ભવસ્થાન બની રહેવા ઇચ્છે છે"*

†Leisure and Education in Germany p 57.

* Educational Problems by S. Hall, Vol. II.

"અજ્ઞાન એ આ દુનિયામાં મોંઘામાં મોંઘી વસ્તુ છે. અને વ્યાપારિક અને ઔદ્યોગિક વલણના યુક્તિપૂર્વકના વિકાસ માટે તેમ જ વ્યક્તિગત ફરજ અને સમાજ પ્રત્યેની જોખમદારીના ઉંડા ભાનને જાગૃત કરવા માટે જે પૈસા ખર્ચાય છે, તેનો બદલો રાષ્ટ્રીય ઉન્નતિ અને આર્થિક ખીલવણીમાં મોટા પ્રમાણમાં મળે છે."*

જર્મનીએ ધંધાના શિક્ષણની અગત્ય પિછાની અને પુખ્ત વયની કેટલાકીનાં વર્ષો દરમિયાન વિદ્યાર્થીઓ માટે ધંધાદારીનું શિક્ષણ રાખવામાં પોતાનું દિલોજાનીભર્યું વલણ બતાવ્યું. આ વાતને ડબલ્યુ. એચ. ડૉસનના નીચલા ફકરાથી વધુ સ્પષ્ટ કરી શકાશે. "૧૯૧૩–૧૪ ના કૉમ્યુનેર્ઈલ્સ ઝારબુશ અનુસાર ૧૯૧૨ને અંતે જર્મનીમાં ઔદ્યોગિક અને ભણતર સાથે ધંધાનું

* Continuation Schools in England and Elsewhere, 1907. chap. XVIII, p. 527.

શિક્ષણ આપનારી ૪૪૦૦ શહેરી શાળાઓ હતી. આ શાળાઓમાંની ઘણીમાં હાજરી ફરજિયાત હતી અને તેમની અંદાજ હાજરી ૬,૩૦,૦૦૦ જેટલી હતી. ગામડાંની નિશાળો ૫૨૦૦ હતી ( જેમાંની ૧૭૦૦ ફરજિયાત હતી ) અને તેમાં આવનારાંઓની કુલ સંખ્યા ૮૪,૦૦૦ હતી. આ ઉપરાંત સામાન્ય પ્રાથમિક શાળાને ધોરણે ચાલનારી બીજી ૧૭,૦૦૦ નિશાળો પણ હતી."*

પ્રાગ્યુદ્ધ સમયમાં ઉચ્ચ પ્રકારની પ્રાથમિક શાળાઓ જેમાં એકના એક જૂના વિષયોને ફરી ફરી વાર શીખવવામાં આવતા હતા તેના જેવી જ આ આગળ અભ્યાસની શાળાઓ હતી. ૧૯૦૦ ની સાલમાં મ્યૂનિકના ડૉ. કૅર્શેનસ્ટાઇનરે આ જાતની શાળાઓને નવે પ્રકારે રચી. એણે વિદ્યાર્થીના ઉદ્યોગધંધાને મધ્યસ્થાને રાખી આલેખ, ગણિત, સાહિત્ય, ઇતિહાસ અને સમજશાસ્ત્રને એવી રીતે ગોઠવ્યાં કે જેથી એ અભ્યાસક્રમને ઉપયોગી અને સંસ્કૃતિવાળો રાખવાનો આદર્શ સચવાય. એક બાજુ શાસ્ત્રીય રીતે રચાયલી અવલોકનશક્તિ, ચપળતા અને હોશિયારીને વિકસા-

* Municipal Life and Government in Germany by W.H. Dawson, chap. XII p. 280.

વવાનો એણે વિચાર રાખ્યો જ્યારે બીજી બાજુ નાગરિકતાનું ભાન અને કામમાં સાચો રસ ઉપજાવવાનું એણે ધાર્યું. આ પ્રથા બહુ સારી રીતે ચાલી, અને અત્યારે ઘણાં શહેરો અને ગામોમાં એને અપનાવવામાં આવી છે. એણે જે યોજના મ્યુનિક અને બાવેરિયાના કેટલાક ભાગમાં ફતેહકારક રીતે કામે લગાડી તે યોજના અત્યારે આખા જર્મનીમાં કેટલાક સ્થાનિક ફેરફારો અને સુધારાવધારા સાથે પ્રસરતી જાય છે.

યુદ્ધ પહેલાં આ આગળ અભ્યાસની શાળાઓ ફરજિયાત હતી, પણ ધંધાની નિશાળો (બેરૂફ શુલેન) મરજિયાત હતી. યુદ્ધ પૂર્વેની આ આગળ અભ્યાસની શાળાઓ અત્યારે ધંધાની શાળાઓ રૂપે બદલાઇ ગઇ છે. હવે પ્રશિયામાં 'આગળ અભ્યાસની શાળાઓ' એવો શબ્દ વપરાતો નથી. 'બેરૂફશુલે' શબ્દમાં અત્યારે ઘણી ખરી ધંધા-ઉદ્યોગની શાળાઓ આવી જાય છે. ૧૪ થી ૧૮ વર્ષની ઉંમર માટે આ ફરજિયાત ધંધા-ઉદ્યોગની શાળાઓ છે. જો કે ખરી રીતે આવી શાળાઓ ગ્રામવિભાગોમાં પણ હવે ઝડપથી સ્થપાતી જાય છે.

આ પ્રકારની બેરૂફશુલેનને ઘણાં કારણોને લીધે ખૂબ મહત્ત્વ આપવામાં આવે છે. એક નાના

પણ ગાઢી વસ્તીવાળા દેશને પોતાની જાતના રક્ષણ માટે આ એક અતિ અગત્યનો ઉપાય છે સાગમાં સાગાં પરિણામો લાવવાને માટે માણસની શક્તિનો કાચા નિર્જીવ પદાર્થની જેમ ઉપયોગ થવો જોઇએ, અને તેમનામાં રહેલી નૈસર્ગિક શક્તિઓને સર્વોત્તમ કાર્યપટુતાથી વાપરી લેવી જોઇએ. ધંધા અને વ્યાપારના ક્ષેત્રમાં અને ઔદ્યોગિક ઉત્પાદનના કામમાં આખી દુનિયાની સાથેની હરીફાઇમાં જેટલા વધુ પ્રમાણમાં આપણે મનુષ્ય-શક્તિને ઉપયોગમાં લઇશું તેટલું ઉત્પાદન મોંઘુ થશે, આ સિદ્ધાન્ત જર્મની જેટલો બીજે કોઇ ભાગ્યે ઉપયોગમાં લેવાયો નથી યુદ્ધ અને ક્રાંતિના પરિણામે મજુર વર્ગ ગરિબ બની ગયો, અને ધંધાની ખીલવણીમાં અને વ્યાપારી શાળાઓમાં જ તેમની સાચી મુક્તિ છે એમ એ વર્ગને જણાઇ ગયું એમ આશા બાંધવામાં આવે છે કે આ ધંધા-હુન્નરનું શિક્ષણ થોડા જ વખતમાં જબરી પ્રગતિ કરી બતાવશે, જો દેશની આર્થિક પરિસ્થિતિ એને રોકશે નહિ તો

ધંધા-હુન્નરનું આ શિક્ષણ ફૉક્શુલે (પ્રાથમિક શાળા) ના આઠ વર્ષના ફરજિયાત શિક્ષણ પછી શરૂ થાય છે. પણ આ પ્રાથમિક શાળાના

છેલ્લાં વર્ષોમાં બાળકોને શાળા સાથે જોડાયેલી હુન્નરશાળામાં કોઇ પણ જાતના કળાકામ અગર હાથ-કામમાં યોજવાનું વલણ રાખવામાં આવ્યું છે. આ પ્રત્યક્ષ કામ શિક્ષણના કોઇ વિષય સાથે અગર ઘર અગર શાળા સાથે જોડાયેલું હોય છે. આ કામને માટે રાજ્યની ખાસ પદવીવાળા શિક્ષકોને યોજવામાં આવે છે. હુન્નરગૃહમાં કરવામાં આવતી આ પ્રવૃત્તિ વિદ્યાર્થીઓમાં સહકારની ભાવના અને કલાવૃત્તિને ખીલવે છે. કામમાં તેમને એક જાતનો આનંદ આવે છે, તેઓ ચપળ થાય છે, તેમની આંખ અને હાથ કેળવાય છે, જ્યારે શારીરિક પ્રવૃત્તિને લીધે બુદ્ધિશ્રમનો ભાર ઓછો થાય છે. આ પ્રાથમિક શાળાનો ઉદ્દેશ કાંઇ બાળકને કોઇ ખાસ ધંધા માટે તૈયાર કરવાનો નથી હોતો, પણ તેનાં વલણોને ગતિમાન કરવાનો અને તેની શક્તિઓને વિકસાવવાનો હોય છે. આ શરૂઆતનું શિક્ષણ એટલા માટે ખૂબ ઉપયોગી છે કે ભવિષ્યમાં માબાપોને બાળકને માટે ધંધાની પસંદગી કરવાનું કામ સરળ થાય.

એવી ગણતરી કરવામાં આવી છે કે જર્મ-નીમાં ૧૫,૦૦૦ જુદા જુદા ધંધાઓ છે અને માબાપોને બાળકો માટે ધંધા પસંદ કરવામાં માર્ગ-

દર્શન કરાવનારી કેટલીયે જાહેર મંડળીઓ છે આ મંડળીઓમાં માનસશાસ્ત્રીઓ, શિક્ષકો અને વૈદો સાથે મળી કામ કરે છે. "આર્થિક દુનિયા આ યોજનાનો વધારે ને વધારે લાભ લઇ રહી છે ૧૯૨૩માં આવી સલાહ આપનારી મંડળીઓએ ૨,૩૫,૦૧૩ ઉમેદવારોને સલાહ આપી હતી અને ૧૯૨૭માં એ સંખ્યા વધીને ૪,૨૬,૦૧૩ સુધી પહોંચી હતી કેટલાંક શહેરોમા ૭૦ થી ૮૦ ટકા જેટલા શાળા છોડી જનારા વિદ્યાર્થીઓ આવી સલાહ આપનારી મંડળીઓનો આશ્રય શોધે છે આ મંડળીઓ જુદી જુદી જાતની શાળાઓમાં ભણનારાં અને એક ધંધામાંથી બીજા ધંધામાં જનારાંઓને માર્ગદર્શન કરાવે છે ને મદદ આપે છે." *

વળી ૧૯૧૯ના વાઇમાર બધારણે આ આગળ અભ્યાસની શાળાઓને અઢાર વર્ષની ઉંમર સુધી ફરજિયાત બનાવી બધી જાતની કેળવણી તથા શાળાસાહિત્ય મફત આપવાનુ જાહેર કર્યું. આમ બધી બાજુએથી આ ધંધાદારીના શિક્ષણને જબરો વિસ્તાર આપવાના પ્રયત્નો થઇ રહ્યા છે ડાયરેક્ટર ગીઇટલીંગરની સાથેની મારી

* Educational Year-book 1928, p. 331.

વાતચીતમાં મને કહેવામાં આવ્યું કે ૧૯૨૯-૩૦માં ફ્રૅંકફુર્ટમાં બેરૂફ્સ્કુલેનમાં ૨૧,૦૦૦ વિદ્યાર્થીઓ હતા, બેકારાંઓ માટેની રાત્રિશાળાઓમાં ૧૦,૦૦૦ હતા અને ફાકશુલેનમાં ૩૦૦૦ હતા. આ બેરૂફ્સ્કુલેનમાં ૨૯૧ બધો વખત કામ કરનારા શિક્ષકો હતા જ્યારે ૨૭૧ અમુક થોડો વખત જ કામ કરી જનારા હતા.

શહેરોમાં તો જુદા જુદા ધંધા શીખવવાની જુદી જુદી શાળાઓ હોય છે, પણ નાનાં ગામોમાં તો એક અથવા એકથી વધારે શિક્ષક રાખીને ચલાવવામાં આવે છે. આવો શિક્ષક ઘણા ધંધા જાણતો હોય છે; જો કે ખાસ જુદી જ ધંધાદારી શાળાઓમાં જે કામ થઇ શકે તે આમાં ન જ થઈ શકે. કેટલીક વાર તો કેટલાંક નાનાં ગામડાંઓ સાથે મળીને એક અનુકૂળ સ્થળે આવી શાળા સ્થાપે છે. બેન્ઝાઇમ ગામમાં મેં એક આવી શાળા જોઈ જેમાં ત્રણ જુદાં જુદાં ગામડાંના વિદ્યાર્થીઓ હાજરી આપતા હતા. આવી શાળાઓ ઓછી હોવાને કારણે ચૌદથી અઢાર વર્ષ સુધીનાં ૨૦ થી ૨૫ ટકા જેટલાં બાળકોને જૂની ઢબની શાળાઓનો આશરો લેવો પડે છે. એકંદરે છેલ્લાં થોડાંએક વર્ષોની પ્રગતિ જોતાં આપણે વગર હર-

કહે કહી શકીએ કે આવી નવી ધંધાદારી શાળાઓ જૂની આશ્રમ અભ્યાસની શાળાઓનું સ્થાન લેતી જાય છે જેવી રીતે સામાન્ય કેળવણીના પ્રાથમિક, માધ્યમિક અને વિદ્યાપીઠ એમ ત્રણ વિભાગો પાડેલા છે, તેવી રીતે આ ધંધા-હુન્નરની શાળાઓના પણ બેરૂફશુલે, ફાખ્શુલે અને (હોકશુલે) ટેકનીમ્લ હાઇસ્કૂલ એવા ત્રણ વિભાગો પાડેલા છે એ દરેકના ઉદ્દેશો જુદા જુદા હોઇને એકમાથી બીજા મા જવાનું ભાગ્યે જ અને બહુ અસાધારણ સંજોગોમા જ બને છે ખાસ હેતુઓ માટે જ આ શાળાઓ પોતાના વિદ્યાર્થીઓને તૈયાર કરે છે એમા વિદ્યાર્થીઓને એવી રીતે તૈયાર નથી કરતા કે જેથી એકમાથી બીજામા જવુ શક્ય બને બેરૂફશુલે નિપુણ કારીગરોને તૈયાર કરે છે, ફાખ્શુલે તાલીમ પામેલા ઓવરસિયરો તૈયાર કરે છે, જ્યારે ટેક્ની-કલ હાઇસ્કૂલ બધી જાતની હુન્નરકારીગરી માટે જુદી જુદી પદવીઓ આપે છે પ્રાથમિક કેળવણી પછી બેરૂફશુલેમા પ્રવેશ મળે છે, અને માધ્યમિક શાળાના ૭ કે સાત વર્ષના ક્રમ પછી ફાકશુલેમા પ્રવેશ મળે છે ટેકનીકલ હાઇસ્કૂલ વિદ્યાપીઠની કક્ષાની હોઇને માધ્યમિક શાળાનુ સ્નાતકપદ મેળવ્યા પછી જ તેમા જોડાઇ શકાય છે બેરૂફશુલે દિવસમા અમુક

જ વખત કામ કરવુ પડે તેવી ફરજિયાત અને ખિનલવાજમવાળી શાળા છે, રાન્શુલે અને ટેકની લ હાઇસ્કૂલ બધો વખત ભણુવુ પડે તેવી મરજિયાત અને લવાજમ ભરવુ પડે તેવી શાળાઓ છે જો કોઇ વિદ્યાર્થી પોતાનો પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કરીને આવે તો તેને ઉતરતા દરજ્જાની ફાકશુલેમા દાખલ કરે છે, પણ જો તે માધ્યમિક શાળામાથી આ યો હોય તો તેને ઉચ્ચ ફાકશુલેમા પ્રવેશ મળે છે કેટલેક સ્થળેથી એવી સૂચના કર વામા આવે છે કે આ ધધા-હુન્ન ની શાળાઓ ક્રમિક થવી જોઇએ, જેમ કે બેરૂફ શુન્ડશુલે ૧૪ થી ૧૭ વર્ષની ઉંમરના બાળકો માટેની ધધા–હુન્નરની પ્રાથ મિક શાળા બેરૂફ-ઓબરશુલે ૧૭ થી ૨૦ વર્ષના માટેની ધધા–હુન્નરની માધ્યમિક શાળા અને એ બનેની ઉપર ધધા–હુન્નરનુ વિદ્યાપીઠ (બેરૂફ હૉકશુલે)

પ્રાથમિક શાળાનો આઠ વર્ષનો અભ્યાસ પૂરો કરી વિદ્યાર્થી કોઇ પણ ધધામા શીખનાર (એપ્રેન્ટીસ) તરીકે જોડાય છે અને કોઇ પણ બેરૂફશુલેમા અઠવાડિયે આઠ કલાક, વર્ષે ૪૦ અઠવાડિયા અને એ રીતે ત્રણ વર્ષ માટે હાજરી આપે છે આ શાળામા ધધાદારીના વિષયોને જ અભ્યાસક્રમના મૂળમા રાખેલા હોય છે, અને

આરોગ્ય અને નગરશાસ્ત્રને ગૌણ વિષયો તરીકે ગણે છે શારીરિક શિક્ષણ એ આ અભ્યાસક્રમનું એક જરૂરી અગ છે, પણ ધાર્મિક શિક્ષણ માટે જુદા જુદા મતો પ્રવર્તે છે આ શાળાઓને ધધો, વ્યાપાર અને ખેતી એવા ત્રણ વિભાગોમા કુમાર અને કુમારીઓની જરૂરિયાતો અનુસાર વહેચી નાખવામા આવી છે કુમારીઓ માટેની શાળામાં કપડા બનાવનારાંઓ, દરજીઓ, ભરતગૂથણનુ કામ કરનારાઓ અને કેશપ્રધાનકુશળ માણસોને રાખવામા આવે ે કુમારો માટેની શાળાઓમા ધંધાનાં મડળો ઘણા જ વિવિધ હોય છે.

આ બેરૂફશુલે વિદ્યાર્થીઓ કનેથી કશુ લવાજમ લેતી નથી પણ તેનો નિર્વાહ રાજ્ય તેમ જ શાળાના ચાલકો તરફથી કરવામા આવે છે. આ ચાલકો શીખનારાઓ પાસેથી કામ લે છે અને તેમને મફત ભણવા દે છે છતા આ સામાન્ય ધોરણમા અપવાદો પણ છે ખરા કેટલાક ચાલકો જે છોકરાને બેરૂફશુલેમા હાજર રહેવુ પડતુ હોય તેને ગણતા જ નથી, અથવા તો તેને ત્રણ કે ચાર માર્ક (જર્મનીનુ નાણું) ઓછા આપે છે, અગર તો દર કલાકની મજૂરી કરાવી આપે છે પણ આ રિવાજ હવે બદલાતો જાય છે, કારણ કે

તેમને સમજાયુ છે કે એક તાલીમ પામેલો કારીગર બિનતાલીમવાળા કરતા કુશળ હોય છે, અને પરિણામે લાબે ગાળે એક અણઘડ કરતા તાલીમવાળો કારીગર વધારે કમાણી આપે છે

આ શાળાઓ વર્કશોપ અને પ્રયોગશાળાઓથી સુસજ્જ હોય છે ધધાની આર્થિક, કાયદા વિષયક અને સામાજિક પરિસ્થિતિનો ખ્યાલ રાખીને શિક્ષણના સાહિત્યો વસાવવામાં આવે છે આવી શાળાના શિક્ષકો ખાસ સસ્થાઓમા કેળવાયેલા હોય છે ફ્રેન્કફુર્ટમા 'બેરૂફ્પેડેગોગીશેન ઇન્સ્ટીટયૂટ' નામની સસ્થા છે જેમા પ્રવેશક પરીક્ષા પાસ કર્યા પછી ખાસ કેળવાયેના માણસોને દાખલ કરવામા આવે છે, અને ધધાના માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્રમા કેળવવામા આવે છે આખોયે વખત કામ કરનારી ધધાદારી શાળાઓ, જેમા હાજરી મરજિયાત છે અને લવાજમ લેવાય છે તે 'ફાકશુલે' કહેવાય છે " આ શાળાઓ પસદગીવાળી છે, અને હાજરી મરજિયાત છે આર્થિક ક્ષેત્રમા બુદ્ધિશાળી લઘુમતિ જે જાતના શિક્ષણની માગણી કરે છે તે તેને આપનારી ઉચ્ચોચ્ચ શ્રેણીઓવાળી આ શાળા છે એનો અર્થ એવો નથી કે કેળવણીના બીજા આદર્શોનો

વિચાર્યા વગર એક જ જાતના હુન્નર-ઉદ્યોગનું ખાસ શિક્ષણ આ શાળા આપે છે. તેઓ તો સર્વસામાન્ય કેળવણીની સાથે સહકાર રાખવે છે; કારણ કે તેઓ વિદ્યાર્થી એક શક્તિશાળી કામ કરનારો છે એટલું જ જોતા નથી, પણ એક મનુષ્ય તરીકે પોતાની સામાજિક, શહેરી અને સામાન્ય ફરજો બજાવવામાં તે એક્કો બને એવો તેમનો આદર્શ હોય છે." * આ શાળાઓનો ઉદ્દેશ આર્થિક જગતમાં ઉચ્ચ દરજ્જા માટે ઉમેદવારો ઉભા કરવા એ છે.

કેટલીક વાર ખાસ સંજોગોમાં વિદ્યાર્થી હાઇસ્કુલોમાંથી ઉંચા અભ્યાસ માટે હાઇસ્કૂલમાં જઇ શકે છે; પણ બાકી તો આ શાળાઓને તેમનો પોતાનો જ ખાસ અભ્યાસક્રમ હોય છે અને કોઇ ખાસ ધંધામાં તેના વિદ્યાર્થીઓ ઉંચી જાતનું પરિણામ મેળવે છે, જે બીજી કોઇ વિદ્યાપીઠ મેળવતી નથી. આ હાઇસ્કુલો મુખ્યત્વે નીચે જણાવેલા ધંધા અનુસાર વહેંચાયલી છેઃ (૧) કૃષિ, બાગકામ, પશુપાલન, જંગલકામ, અને મચ્છીકામ; (૨) ઉદ્યોગો જેમાં ખાણ અને બાંધકામના ઉદ્યોગોનો સમાવેશ થાય છે; (૩)

* Educaional Year-book, 1928. p. 310.

વ્યાપાર અને નિકાસકામ; (૪) ઘરગથ્થુ નોકરી અને પરચુરણ ધંધાઓ; (૫) સૈન્ય, ધર્મ, અને વેપારીની નોકરીઓ. આ પાંચને વળી બે બે ડઝનથી વધારે પેટાવિભાગોમાં વહેંચી નાખેલા છે; પણ આ પેટા વિભાગો એકબીજાની સાથે એવા સેળભેળિયા છે કે તેની ચોક્કસ અને અદ્યતન ગણતરી થઇ શકે નહિ.

આ બધા ગૂંચવાડામાં વળી એક વધુ ગૂંચવાડો પણ ઉમેરાયેલો છે, અને તે એ કે આ ફાકશુલે ઉચ્ચ અને ઉતરતા એવા બે વિભાગોમાં વહેંચાયલી છે, અને તેમનો અભ્યાસક્રમ ૨ થી ૩ વર્ષ સુધી પહોંચે છે. આ શાળાઓ દર અઠવાડિયે ૪૦ થી ૪૨ કલાક કામ કરે છે.

આ બધા ઉપરાંત બીજી વ્યાપારી શાળાઓ પણ છે, જેમાં એકથી બે વર્ષ સુધીનો અભ્યાસક્રમ છે અને જે ભવિષ્યના વ્યાપારીઓને તૈયાર કરે છે.

આ પૈકીની ઘણી શાળાઓને તેમનાં પોતાનાં જ મકાનો છે અને કાયમી શિક્ષકો પણ છે. એક જ મકાન, એક જ વર્કશોપ અને એક જ પ્રયોગશાળાને એક જ દહાડામાં જુદે જુદે વખતે જુદા જુદા ધંધાના શિક્ષણ માટે વપરાતી આપણે જોઇ શકીએ. ફ્રૅંકફુર્ટની બેરૂફશુલે ફક્ત ચાર જ ધંધાના

વિદ્યાર્થીઓને પોતાના મકાનમાં ભણવા બેસાડે છે એમ નથી, પણ ફાર્મ્ સે તરીકે પણ કામ કરે છે અને રાત્રે પુખ્ત વયના ગામડુઓની શાળા તરીકે પણ વપરાય છે. સર્વસામાન્ય કેળવણી માટે જુદી જુદી સંસ્થાઓ કશા પણ ખર્ચ વિના હાથે હાથ મિલાવે છે અને પોતાનાં મકાનો, વર્ગખંડો અને પ્રયોગશાળાઓ એકબીજાને વાપરવા આપે છે એ જોઇને આશ્ચર્ય જ થાય.

ટેકનીકલ હાયરસ્કૂલો વિદ્યાપીઠોના એક ભાગ જેવી જ છે અગર વિદ્યાપીઠો જ છે. જર્મન વિદ્યાપીઠોની જેવી જ છૂટછાટો આ શાળાઓ ભોગવે છે, એટલે જર્મન વિદ્યાપીઠો વિષેના આ પછીના જુદા પ્રકરણમાં જ તેનો ઉલ્લેખ કરીશું.

ઘણા જુદા જુદા ધંધાઓનું ખાસ શિક્ષણ એ આ ધંધાદારીની કેળવણીનો પ્રધાન હેતુ છે. કોઇ પણ બેરરશુલેમાં ત્રણ વર્ષનો અભ્યાસ અને સાથોસાથ કોઇ હુન્નરની દુકાનમાં ત્રણ વર્ષની ઉમેદવારી હોય તો વિદ્યાર્થીને હુન્નર તરીકેનું પ્રમાણપત્ર મળી શકે છે જો એ ધંધામાં તે આગળ ન વધી શકે તો તે હુન્નર સિવાય બીજું કશું જ થઇ શકે નહિ જો તેને હજુરિયો અગર તો કાસદ થવું હોય તો વળી તેણે બીજા ત્રણ

વર્ષ ગાળવાં રહ્યાં. આ પ્રથા ઘણાને સમય અને શક્તિનો વ્યય કરનારી લાગે છે, જ્યારે જર્મન શિક્ષણશાસ્ત્રીઓમાંના કેટલાક જર્મનીએ વિજ્ઞાનમાં અને હુન્નર-ઉદ્યોગમાં કરેલી શોધખોળનો યશ, આ પ્રથાએ ઉત્પન્ન કરેલા કારીગરો અને શ્રેષ્ઠ માણસોને જ છે એમ ગણે છે. તેઓ એક આવું રણુહાકસૂત્ર વાપરે છે: "વાશન, વાન્ડર્ન ઉન્ટ વાઇઝેન." (અઢાર વર્ષના થાઓ ત્યાં સુધી વધ્યા જાઓ, પચીશ વર્ષના થાઓ ત્યાં સુધી એક જગ્યાએથી બીજી જગ્યાએ પરિભ્રમણ કર્યા કરો અને પછી જગતને તમારૂં પાણી બતાવો.)

માનસશાસ્ત્રની દૃષ્ટિએ જીવનનાં ૧૪ થી ૧૮ સુધીનાં વર્ષો ખૂબ અગત્યનાં ગણાય છે. "કુદરતે માણસમાં જે ઉત્પાદક બળો રોપ્યાં હોય છે તે પહેલવહેલાં આ વર્ષોમાં જ અંકુરિત થાય છે. જો આ ગાળામાં જમીનને અણખેડી જ રાખીએ તો એમાં કેટલાયે નકામા રોપાઓ ઉગી નીકળે."* જુવાનીનાં આ વર્ષોમાં રક્ષણની અને બૌદ્ધિક ઉત્તેજનની જરૂર છે. જર્મનીએ આ વર્ષો દરમિયાન ધંધા-હુન્નરના શિક્ષણની પ્રથાને યોજીને આ જટિલ પ્રશ્નનો ઉકેલ મોટે ભાગે કરી નાખ્યો છે.

*German Education, Past and Present by Paulson. Bk. IV, p. 264.

# પ્રકરણ સાતમું



## વિદ્યાપીઠો
## અને
## હુન્નર ઉદ્યોગની હાઇસ્કૂલો

## વિદ્યાપીઠો

જર્મનીમા વિદ્યાપીઠની સંસ્થા સૌથી જૂનામાં જૂની સંસ્થા છે. લગભગ ૧૪મા સૈકાથી એ ચાલી આવે છે, છતાં ૧૯મા સૈકામાં જ યૂરોપની પ્રજાઓની શિક્ષણ વિષયક હિલચાલોમાં એણે અગ્રસ્થાન લીધું. વિદ્યાપીઠો વૈજ્ઞાનિક શોધખોળનાં મશહૂર મધ્યસ્થાનો બની અને જગતના સઘળા દેશોમાંથી અભ્યાસીઓ એની મુલાકાતે આવવા લાગ્યા. ૧૯મા સૈકાની શરૂઆત સુધી તો જર્મન વિદ્યાપીઠો માધ્યમિક શાળાઓની કક્ષાની જ હતી; અધ્યાપકો વ્યાખ્યાનો આપતા અને વિદ્યાર્થીઓ તે પરથી ટિપ્પણો કરતા; સ્વતંત્ર વૈજ્ઞાનિક શોધખોળનું કામ તો ગૌણ જ લેખાતું.

ઈ. સ. ૧૮૧૦મા વીલ્હેમ ફોન હમ્બોલ્ટે જર્મનીની એ વખતની અતિ અંધાધુંધીવાળી રાજકીય પરિસ્થિતિમા બર્લિન વિદ્યાપીઠ સ્થાપી, તે એ દિશામાં એક શરૂઆતના પ્રયત્ન રૂપ હતી.

આ વિદ્યાપીઠમાં સ્વતંત્ર શોધખોળના કામને પ્રધાન સ્થાન આપવામાં આવ્યું અને વ્યાખ્યાનો ગૌણ સ્થાન પામ્યાં. એ વિદ્યાપીઠ વિશાળ અને વૈવિધ્યવાળા જ્ઞાનસંપાદનને બહુ મહત્ત્વ આપતી ન હતી, પણ શાસ્ત્રીય સિદ્ધાંતોનો સ્વતંત્ર ગ્રાહ જ વિદ્યાર્થીને વિચારના પ્રદેશમાં ઉંચે લઇ જઇ શકે એવી એની માન્યતા હતી. વળી એનું એવું માનવું હતું કે રાજ્યે બધી જાતની સગવડો આપવી જોઇએ અને અભ્યાસકો સ્વતંત્ર રીતે રહી શકાય તેવી છુટ હોવી જોઇએ. આ અભ્યાસક્રમો, નિયમો અને હુકમોથી અબાધિત રહેવા જોઇએ. કાર્યની આ વિચારસરણી, હમ્બોલ્ટે ૧૮૧૦માં જે મુસદ્દો બહાર પાડ્યો હતો તેમાં દર્શાવવામાં આવી હતી. રાજ્યે આ જાતની વિદ્યાપીઠોને ઉંચી જાતની માધ્યમિક શાળાઓ કે વિજ્ઞાનની શાળાઓ લેખવા નહિ. એકંદરે રાજ્યે પોતાના સ્વાર્થનું જ હોય એટલા પૂરતું એ શાળાઓ પ્રત્યે જોવું નહિ, પણ એવી શ્રદ્ધા રાખવી કે આ વિદ્યાપીઠો પોતાના સાચા ધ્યેયને પહોંચતાં, તેઓ પોતાનો જ સ્વાર્થ સાધશે એમ નહિ પણ બીજા ઘણા જ મોટા હેતુઓ પાર પાડશે; અને તેમ કરતાં તેઓનું કાર્યક્ષેત્ર વિસ્તૃત થશે અને રાજ્યની પાસે જે

કાર્યસાધક બળો છે તેમાં વધુ પ્રાણ પૂરી તેનું કાર્યક્ષેત્ર વધારે વિસ્તૃ બનાવી તેમને પૂર્ણ જોશથી ગતિમાન કરશે. "*

આમ બર્લિન વિદ્યાપીઠ સ્વાતંત્ર્યની સંસ્થા બની અને બીજી વિદ્યાપીઠોએ પણ એના આદર્શનું અનુકરણ કર્યું. સ્વાતંત્ર્યનો આ સિદ્ધાંત ( લેર્નફ્રાઈહાઈટ ) એટલી હદ સુધી ગયો છે કે તે દોષમુક્ત રહી શકયો નથી. અભ્યાસના સામાન્ય ધોરણ પરત્વે અભ્યાસક્રમ કે નિયમન જેવું કશું જ રહ્યું નથી; વિદ્યાર્થીઓને તેઓ જે વર્ષમાં ભણતા હોય તે પ્રમાણે વર્ગીકૃત કરવામાં આવતા નથી; અભ્યાસના સમય દરમિયાન પરીક્ષાઓ–સિવાય કે છેલ્લી પદવીદાનની પરીક્ષા–લેવામાં આવતી નથી; ( ટેકનીકલ હાઇસ્કૂલમાં વિદ્યાર્થી પદવી માટેની પરીક્ષામાં બેસે તે પહેલાં બબ્બે વર્ષને અંતરે તેને બે પરીક્ષામાં ઉત્તીર્ણ થવાનું હોય છે. પદવીદાન માટેની પરીક્ષાઓનું પત્રક પાછળ જુઓ ) વ્યાખ્યાનોની એક યાદી પ્રગટ કરવામાં આવે છે. વિદ્યાર્થીને પોતાને વ્યાખ્યાનોનો જે અભ્યાસક્રમ તૈયાર કરવાની ઇચ્છા હોય

* German Education, Past and Present, by Paulsen Bk. IV. chap. II; pp. 186-87

તે તેમાથી પસદ કરી લેવાનો હોય છે, એને માર્ગદર્શન કરાવે તેવુ કોઇ હોતુ નથી

ઇગ્લાન્ડની વિદ્યાપીઠોની ભણાવી દેવાની પ્રથા (ટ્યૂટોરીઅન સીસ્ટમ એટલે વિદ્યાર્થીનો માર્ગદર્શક અને સલાહકાર એક ટ્યૂટર' રાખવાનો ઇગ્લાન્ડની વિદ્યાપીઠમા રિવાજ છે) ત્યા હસ્તીમા નથી દરેક વિદ્યાર્થી પાસે એક વ્યાખ્યાનપોથી હોય છે જેમા વિદ્યાપીઠની કચેરી વિદ્યાર્થીએ જે વ્યાખ્યાનોનો ક્રમ પ્રસદ કર્યો હોય અને જેને માટે લવાજમ ભરાયુ હોય તે નોધે છે આ નોધપોથીમા સત્રની શરૂઆતમા અને અતમા અધ્યાપકની સહી મૂકવામા આવે છે પોતાની નોધપોથીમા આવી સહી મૂકાવવા માટે વિદ્યાર્થીએ વ્યાખ્યાનોમા ફરજિયાત હાજર રહેવુ જોઇએ તેવુ નથી *

આ વ્યાખ્યાનો ઉપરાત ભણાવવાની ત્યા બીજી એ પદ્ધતિઓ પણ છે એક પ્રો સેમીના (ઉપસભા) અને બીજી સેમીના (મૂળ સભા) આ પદ્ધતિઓમા હાજરી ફરજિયાત હોય છે જો કોઇ વિદ્યાર્થી આ પદ્ધતિથી ચાલતા ભણતરમા ચાર કે પાચ વખત

* જર્મન વિદ્યાપીઠોમા બધા વ્યાખ્યાનો નિયત કરેલા સમયથી પદર મિનિટ મોડા જ શરૂ થાય છે આ પા કલાકને ત્યા આકેડેમીરો ફીરટેલ કહેવામા આવે છે.

ગેરહાજર રહે છે તો તેનુ સત્ર ગણુવામાં આવતું નથી અને તે પરીક્ષામા બેસી શકતો નથી આ ઉપરાંત વિદ્યાર્થીને એની 'ટેસ્ટ–બુક' માં દરેક સત્રની શરૂઆત તેમ જ અંતમાં સહી કરી આપવામાં આવે છે – જે બતાવીને તે બીજી વિદ્યાપીઠોમાં પ્રવેશ મેળવી શકે છે. આવી સભામાં વિદ્યાર્થીને જુદા જુદા વિષયો ઉપર નિબધો વાચવાના હોય છે. વાચન પછી એ પર ચર્ચા ચાલે છે; આ વેળા એક અથવા વધુ અધ્યાપકો હાજરી આપે છે પ્રો-સેમીના એટલે ઉપસભા તો સેમીના અથવા મૂળ સભા માટેની પૂર્વ તૈયારી જેવી જ હોય છે આ બે સભાઓ જર્મન વિદ્યાપીઠોમાં શિક્ષણ-પ્રદાનના કાર્યમા મોખરે ગણાય છે, કારણ કે ત્યા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો વચ્ચે જ્ઞાન અને વિચારની લેવડદેવડ બહુ થાય છે.

સ્વેચ્છાએ અભ્યાસ કરવાની પદ્ધતિથી હાઇ-સ્કૂલમાથી તાજો જ વિદ્યાપીઠમાં આવેલો વિદ્યાર્થી પોતાની જાતને કેવળ સ્વતંત્ર માને છે, અને આડે માર્ગે ચડી જાય છે. એકાદ બે વરસ એ આમતેમ બગાડે છે, કોઇ કેરબિન્ડુંગ (વિદ્યાર્થીઓનું મંડળ) માં જોડાય છે અને કોઇ બીજી વિદ્યાપીઠમાં જાય છે. આમ વખત અને પૈસાનો

દુર્વ્યય થાય છે; પણ ત્યાં સુધી તેની સુધારણા માટે કશા પ્રયત્ન કરવામાં નથી આવતા. કારણ કે કેટલાક જર્મન શિક્ષણશાસ્ત્રીઓ જુદા જ દૃષ્ટિબિંદુથી આ કોયડા તરફ જુએ છે.

બર્લિન વિદ્યાપીઠવાળા ડૉ. કર્ઝ કે આમ માને છે કે " જર્મન વિદ્યાપીઠમાં વિદ્યાર્થી આપણે માનીએ છીએ એટલો સ્વતંત્ર નથી. અલબત્ત ધારાધોરણ, નિયમો, વર્ગો, વ્યાખ્યાનો, હાજરી અને પરીક્ષાઓમાંથી તે છૂટો છે છતાં આર્થિક અને સામાજિક દબાણ એવું ભારે છે કે તેને સખત અને નિયમિત કામ કરવું જ પડે છે. એને પોતાનો માર્ગ શોધી લેવાનો હોય છે, અભ્યાસક્રમ પસંદ કરવાનો હોય છે, વ્યાખ્યાનોમાં હાજરી આપવાની હોય છે અને ' મૂળ સભા ' માં ભાગ લેવાનો હોય છે. જો એ પરીક્ષાઓમાં ઉત્તીર્ણ ન થાય તો તેને કમાવામાં ખૂબ મુશ્કેલીઓ પડે છે. "* મેં બર્લિન વિદ્યાપીઠમાં જોયું કે વિદ્યાર્થીઓ સખત કામ કરતા હતા. વહેલી સવારના વર્ગોમાં પણ ખૂબ સંખ્યા થતી હતી, અને કોઇ વેળા તો તે એટલી વધી જતી હતી કે અધ્યાપકને વાણીવિસ્તારક યંત્ર વાપરવું પડતું

*અંગત વાતચીત.

હતું. ડૉ. ફીડરીષ ગાઇઝલર ( ડોરોથીની આસેરીયલ જીમનેસીઅમના શિક્ષક ) વિદ્યાર્થીની સ્વતંત્રતાના મુદ્દાનો વળી બીજી જ રીતે બચાવ કરે છે. તે કહે છે: "ભણતરની આ સ્વતંત્રતાની ફક્ત પરપ્રાંતવાસીઓ જ કદર કરી શકતા નથી; પણ અમે તો એ માટે મગરૂર જ છીએ. ચારિત્ર્યનો એ એક સાચો નિકષ છે. જેઓ વિદ્યાપીઠોમાંથી પસાર થાય છે તેઓ ચારિત્ર્યના સખત અને સાચા નિકષમાંથી પસાર થાય છે."*

આમ ભણતરની સ્વતંત્રતાના મુદ્દા પરત્વે અભિપ્રાયો ભિન્ન ભિન્ન છે, અને જે દૃષ્ટિબિંદુથી એ જોવાય તે પર એ આધાર રાખે છે.

જર્મન પ્રજાની પરંપરાના સ્તંભ જેવી આ વિદ્યાપીઠોનાં મૂળ ખૂબ ઉંડાં છે, અને તેથી છેલ્લા વિગ્રહ અને ક્રાંતિને લીધે શિક્ષણના બીજા વિભાગો કરતાં પ્રમાણમાં એ ઓછાં હલ્યાં છે. ઉલટું જ્યારે ક્રાંતિનાં વર્ષો દરમિયાન કેળવણીનું તંત્ર તેની સીમાઓ વળોટતું હતું ત્યારે વિદ્યાપીઠની સંસ્થાએ એ આખા તંત્ર પર કાબુ રાખ્યો હતો. છતાં વિગ્રહ અને ક્રાંતિની અસરોથી વિદ્યાપીઠો સાવ

*અંગત વાતચીત.

નિર્મળ રહી છે એમ તો ન જ કહી શકાય; અને આવા ઐતિહાસિક બનાવથી આ જૂનાં કીર્તિધામો અલિપ્ત રહી પણ કેમ શકે?

ક્રાંતિ પછી તરત જ આખાયે જર્મનીમાથી ઉચ્ચ શિક્ષણમા સુધારા માટે માગણી થવા લાગી. લોકમતનું વલણ લોકશાસન પદ્ધતિ તરફ હતું, જ્યારે વિદ્યાપીઠો એકહથ્થુ સત્તાના ધામો જેવી હતી. આ મુદ્દાને બહુ સ્પષ્ટ કરવામાં આવ્યો અને યુદ્ધ પહેલાં ખાનગી મંડળોમાં જે માગણીઓની વાતો ચાલતી તે યુદ્ધ પછી એકદમ આગળ લાવવામાં આવી. બુદ્ધિવાદ અને કોઈ પણ એક ખાસ વિષયમાં નિષ્ણાત થવાની ચાલુ પદ્ધતિની પ્રાણહર અસરોથી વિદ્યાર્થીઓ કંટાળી ગયા હતા. કેલરમાન સાચું જ કહે છે કે "સાહિત્યનો અભ્યાસી મૂળ વસ્તુ, તેનો ઉદ્ગમ અને તેની અસરોની માથાકૂટમાં એટલો બધો ગૂંચવાઈ રહેતો કે એને ખુદ સાહિત્યના વાચન માટે સમય જ રહેતો ન હતો. જેઓમાં કાવ્યપ્રતિભાના અંકુરો હતા તેઓ *વિદ્યાપીઠે વિદ્યાપીઠે ભટકતા હતા* જુવાન વિદ્યાર્થીઓ વિદ્યાપીઠને બુદ્ધિનાં પવિત્ર સ્થાનો તરીકે અને તેથી પવિત્ર આનંદસ્થાનો તરીકે જોવાની આશા રાખી તેમાં જોડાતા, પણ તેઓ તેમાં

નિરાશ થતા; કારણ કે વિદ્યાપીઠો તો તેની કળા, ધર્મ, સમાજ અને અંતરના શિક્ષણલોભને તદ્દન અવગણતી જ હતી." *

'સ્વેચ્છાએ અભ્યાસ કરવાની પદ્ધતિ'માં અતિશ્રદ્ધાને કારણે વખત અને પૈસાનો વ્યય, અધ્યાપકોમા શિક્ષણકળાની ઉણપ, સમાજજીવનનો સદંતર અભાવઃ આ બધી ખામીઓ વિદ્યાર્થીઓ તથા સમાજ અને અધ્યાપકોના ધ્યાનમાં બરાબર આવી છે. પણ ભૂતકાળનો ભયંકર ભાર એવો તો સજ્જડ છે કે બહારથી રચાયલા ધારાઓ કે ફતવાઓ તેને હલાવી શકતા નથી. લોકોના માનસમાં ધીમો પણ મક્કમ ફેરફાર થવાની જરૂર છે આ ખામીઓને દૂર કરવાને જુદે જુદે સ્થળેથી ભિન્ન ભિન્ન સૂચનાઓ કરવામાં આવે છે; જેવી કે વિદ્યાપીઠો અને માધ્યમિક શાળા વચ્ચે એક વચગાળાની શાળા સ્થાપવી, જે રીતસર વર્ગશિક્ષણ ચલાવે–જો કે એવી શાળાને વિદ્યા વિષયક બાબતોની વધારે છૂટ હોય; અગર તો ખુદ વિદ્યાપીઠમાં જ વિદ્યાર્થીઓને રીતસર અભ્યાસ કરાવી આપે એવો

*The Effect of the World War on European Education by Kellarmann, chap. VII p. 22.

એક વિભાગ ખોલવો. સરકાર અથવા તો વિદ્યાપીઠો આવી સૂચનાઓને ભવિષ્યમાં કેટલે અંશે સ્વીકારશે એ કહેવું અઘરું છે, અને એ બધીને ક્યારે વ્યવહારમાં મૂકશે એ કહેવુ તો તેથીયે અઘરું છે. કાં તો આ ઢીલ દેશની ખરાબ આર્થિક સ્થિતિને કારણે થશે, અગર તો વિદ્યાપીઠોના પુરાણપ્રિય માનસને લીધે થશે. અત્યારે તો સરકાર કે વિદ્યાપીઠો તરફથી આ દિશામાં કશી જ હિલચાલ કરવામાં આવતી નથી. એક સૈકા કરતાં વધુ સમયથી પ્રજા વર્તમાન શિક્ષણપ્રથાને ટેવાયલી છે એટલે *આ નવી સૂચનાઓ કેવી ફ્નેહમંદ થશે* એ કહેવું ઘણું અઘરું છે.

### વિદ્યાપીઠોમાં પ્રવેશ

વિદ્યાપીઠોમાં પ્રવેશ મેળવવાનાં ધારાધોરણોને ઢીલાં કરવા માટે અને એ રીતે વિદ્યાપીઠના શિક્ષણનો લાભ વધુ લોકો લેતા થાય એવી તક ઉભી કરવા માટે ખૂબ પ્રયત્ન કરવામાં આવે છે. ૧૯મા સૈકામાં માધ્યમિક શાળાઓ ( જીમનેસીઅમ ) માંથી નીકળેલા સ્નાતકો માટે જ વિદ્યાપીઠો ઉઘાડી રહેતી. ૧૯૦૦ની સાલ સુધી તો રીઅલ જીમનેસીઅમ અને ઓબર રીઅલશુલેનના

વિદ્યાર્થીઓને સરખા હકો મળતા ન હતા. પણ યુદ્ધ પછી નવ વર્ષના અભ્યાસક્રમ દ્વારા બધી માધ્યમિક શાળાઓને વિદ્યાપીઠો તરફથી માન્ય કરવામાં આવી. રાજ્યે પણ અમુક શરતો રાખીને ખાસ શક્તિવાળા અને હોશિયાર વિદ્યાર્થીઓ જેઓને સંજોગવશાત્ કોઇ બીજી જાતની શાળાઓમાં જવું પડ્યું હોય તેમને માટે વિદ્યાપીઠના માર્ગો ખુલ્લા કર્યા.

"ખાસ શક્તિવાળા સ્નાતકો જેઓ હુન્નર-ઉદ્યોગની શાળાઓમાં ભણતા હોય, તેમને વિદ્યા વિષયક ભણતર મારેની તકો મળે તે માટે અને સમાજની બધી કક્ષાઓથી માંડીને હુન્નર-ઉદ્યોગના ક્ષેત્રમાં નેતૃત્વ સુધીનો રસ્તો તેમને માટે ખુલ્લો થાય એ માટે તા. ૭–૭–૧૯૨૨ ના રોજ એક વટહુકમ કાઢવામાં આવ્યો જે હુકમ આવા સ્નાતકોને માટે એક વધારાની પરીક્ષા પસાર કર્યા પછી વિદ્યા વિષયક અભ્યાસ શક્ય બનાવે છે.

"૧૯૨૪ના સપ્ટેંબરની ૧૯મીએ કાઢેલા ધારાધોરણને અન્વયે પ્રાથમિક શાળાના શિક્ષકો માટે વિદ્યાપીઠનું ભણતર, જે તેમને માટે ઉંચા અભ્યાસની એક તક સમાન હતું તે, આ પ્રશ્નનો છેવટનો

નિર્ણય થાય ત્યાં સુધી ખુલ્લુ મૂકવામા આવ્યું."*

જે બાળકોનો વિકાસ મોટી ઉમરે થાય છે તેમને માટે ઔફ્બાઉશુલે વિદ્યાપીઠના માર્ગ ખુલ્લા મૂકે છે. જેઓ ખૂબ મોટી ઉંમરે વિકાસ પામે છે તેઓ વિદ્યાપીઠમાં જોડાઇ શકે છે, કારણ કે તેમને માટે ખાસ સગવડો કરવામાં આવે છે. આવા દાખલાઓમા વિદ્યાપીઠપ્રવેશની અરજી વિદ્યાર્થી તરફથી નહિ, પણ કોઇ એક ગૃહસ્થ જે વિદ્યાપીઠની આસપાસની જરૂરિયાતો સમજતો હોય અને જેને વિદ્યાર્થીની તાકાતનો ખ્યાલ હોય તેના તરફથી આવવી જોઇએ. આ બધા ધારાધોરણો ઉપરથી સમજી શકાશે કે કેળવણીનું પ્રધાનમંડળ, જેઓ જિજ્ઞાસુ અને શક્તિશાળી છે તેમને માટે વિદ્યાપીઠ અને હુન્નર-ઉદ્યોગની હાઇસ્કૂલોમા વિદ્યાપીઠોનુ વિદ્યા વિષયક ધોરણ ઓછું ન થાય તેવી રીતે પ્રવેશવાનુ સરળ થાય તેમ કરવા ઉત્સુક છે. વિદ્યાપીઠોને આઇનહાઇટ શુલે (સાર્વત્રિક શાળા)ના એક અંગ જેવી બનાવવાનો અને તેમને જર્મન સસ્કૃતિનું કેન્દ્ર બનાવવાનો આ ખરો પ્રયત્ન છે. કારણ કે "સાસ્કૃતિક એકતા જ રાષ્ટ્રીય એકતા

* The Re-organization of Education in Prussia, Part I chap. VIII pp. 128-129.

લાવે છે ” જર્મન સસ્કૃતિનુ એકીકરણ કરી તેને વિસ્તાવવા માટે જન્મથી ઉચ્ચા લોકોના જિલ્લાના દ્વાર તેમ જ બુદ્ધિવાદ તથા વિશિષ્ટ વિષયોના અભ્યાસના વાડાઓના દ્વાર આમવર્ગ માટે ખુલ્લા મૂકવાનો આ પ્રયત્ન હતો

આ સચાનનની વિરુદ્ધ જૂના વિચારના કેળવણીકારો તરફથી બે કારણે ફરિયાદો આપણે સાભળીએ છીએ એક એ કે પ્રવેશને સુગમ કરવાથી વિદ્યાપીઠોની ઉચી વિદ્યાનુ સ્થાન ભયાન્વિત બને છે અને બીજુ જર્મન વિદ્યાપીઠો વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમા સદતર નવુ કામ આપવાનુ પોતાનુ ઉચ્ચુ સ્થાન સાચવી શકતી નથી, કારણ કે જ્યારે શોધખોળના અભ્યાસીઓ ગરીબ વર્ગમાથી આવે છે ત્યારે તેઓને અવૈતનિક શિક્ષકો ( Priv it Dozenten ) તરીકે વિદ્યાપીઠોમા કામ કરવાનુ પોસાતુ નથી, અને પરિણામે જે શોધખોળના કામ માટે આજીવનસેવાની જરૂર છે તે કદી પણ થઇ શકતુ નથી પ્રાગ્યુદ્ધ સમયમા આવા અવૈતનિક ખાનગી શિક્ષકો મોટે ભાગે તવગર કુટુબોમાથી જ આવતા, અને તેથી જીવનભર શોધખોળના કામને વરવુ તેમને પોસાતુ

## વિદ્યાર્થીઓનાં મંડળો

યુવાનોની ચળવળની અસર વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ ઉપર કાંઇ બહુ થઇ ન હતી વિદ્યાર્થીઓના મંડળો ( ફુરબિન્ડુંગેન) હજુ પણ પોતાની પ્રાગ્યુદ્ધ પ્રતિષ્ઠા સમાજમા ભોગવ છે વિદ્યાપીઠની આસપાસના મકાનો કે જ્યા વિદ્યાર્થીઓના મડળો પોતપોતાની સભાઓ ભરે છે, તેના ૫ર વિધવિધ રંગી ધ્વજ ઉડતા જોવા તે એક સામાન્ય દૃશ્ય છે જો કે દ્વદ્વ યુદ્ધની તો રાજ્ય તરફથી મના ફરમાવવામા આવી છે અને કૅથૉલિક સપ્રદાય તરફથી તેને કશુ ઉત્તેજન મળતુ નથી, છતા હજુ ટોપીઓ, કમરબધો, તલવારોના જખમવાળા અને કાળા પાટા બાધેલા ચહેરાવાળા વિદ્યાર્થીઓ જર્મન વિદ્યાપીઠોમા સામાન્ય રીતે દેખાય છે મદિરાપાન પહેલાની જેટલુ જ ચાલુ છે, જો કદાપિ એનો વપરાશ ઓછો જણાતો હોય તો તે વિદ્યાર્થી-જનતાની અકિંચનતાને કારણે છે, નહિ કે યુવાનોની ચળવળને કારણે વિદ્યાપીઠોની સાથે સબધ ધરાવતા વિદ્યાર્થીઓના સગઠનો તેમ જ મડળો અત્યારે સારાયે જર્મનીમા સ્થપાઇ ચૂક્યા છે આ મડળો અમુક સમય કામ કરી કમાવાની નોકરીઓ શોધી

આપે છે અને સસ્તાં ભોજનગૃહો,* સસ્તી દુકાનો અને સસ્તાં રહેઠાણો ઉઘાડે છે. વળી ઉધાર રકમો ધીરે છે અને પુસ્તકભંડારો ખોલે છે. આવાં સમાજ-સેવાનાં કાર્યો ઉપરાંત "વિદ્યાર્થીઓ વિદ્યાપીઠોની આંતરબાહ્ય વ્યવસ્થામાં ભાગ લેવામાં પણ ફળીભૂત થયા છે; તેઓ એવાં નવીન મંડળો રચે છે કે જે, વ્યક્તિને તેના સર્વદેશીય વિકાસમાં સહાયભૂત બને. પરસ્પર જવાબદારીનું ભાન જાગ્રત થતું જાય છે. હાથકામ પ્રત્યે અનુરાગ અને એવાં કામ કરનારાંઓ તરફ સહાનુભૂતિ વધતી જાય છે; કારણ કે વિદ્યાર્થીઓનો મોટો ભાગ હવે સ્વાવલંબી બન્યો છે." †

કેટલાક અમેરિકન શિક્ષકો, જેઓ જર્મન

* બર્લિન વિદ્યાપીઠમાં મેન્સામાં અને કાર્લ્સરૂહે ટેક્નીકલ હોકશુલેના વિદ્યાર્થિગૃહમાં મેં ભોજન લીધું હતું. બપોરના ભોજન માટે બંને સ્થળે ૬ થી ૯ પેન્સ જેટલું લવાજમ હતું. ગરીબ વિદ્યાર્થીઓને ઓછા ભાવની અગર તો તદ્દન મફત ટિકિટો આવાં ભોજનો વખતે આપવામાં આવે છે.

† The Effect of the World War on European Education by Kellermann, chap. VIII. pp. 23-24.

વિદ્યાપીઠની પદ્ધતિનો અભ્યાસ કરતા હતા, તેઓ આ વિચારથી કેવળ ઉંધી જ છાપ લઇ જતા જણાયા છે તેઓનો એવો અભિપ્રાય હતો કે બર્લિન વિદ્યાપીઠમા ભણનારા વિદ્યાથીઓ પોતાની લામી રજાઓ દરમિયાન પોતાના અધ્યાપનખર્ચ માટે પૈસા કમાવા માટે કશી પણ ખાતમહેનત કરવા ચાહતા નથી તેઓ એમ કહેતા કે અમેરિકાના મસ્થાનોમા ભણતા વિદ્યાર્થીઓમા દિવસનો અમુક ભાગ કામે લાગતુ અગર લામી રજાઓમા કાઇ કામ શોધી પૈસા કમાવા અને સ્વાવલબી રહેવુ, એ એક સામાન્ય ક્રમ હતો, પણ આપણે એ ન વિસરવુ જોઇએ કે જ્યા લાખો માણસો બેકાર પડ્યા રહે છે અને જ્યા બધા ઉદ્યોગો ખાસ આવડતવાળા માણસોને જ રોકે છે ત્યા (જર્મનીમા) આવા અમુક વખતના કામ અગર તો લામી રજાઓ દરમિયાનના કામ શોધીને શ પડાવવા એ કઇ મહેલુ નથી આપણે તો એટલુ જ કહી શકીએ કે વિદ્યાર્થીઓ માટે આવા કામો મેળવી આપવાના પ્રયત્નો ચાલુ રહે છે, અને વિદ્યાર્થીઓના મડળો વિદ્યાર્થીઓને શક્ય મદદો આપવાને સદાય તત્પર હોય છે છેવટે શા પરિણામો આવશે એ કહેવુ એ અતિ અઘરુ છે કારણ કે આટલા

અલ્પકાળમાં મૂર્ત પરિણામો જોઇ શકાય નહિ; પણ એટલું તો આપણે અનુભવી શકીએ છીએ કે શારીરિક શ્રમની કદર તરફ લોકમાનસનો ઝોક હવે વધતો જાય છે.

### વિશિષ્ઠ ધંધાના ઉચ્ચશાળાઓ અને ઉચ્ચશિક્ષણના અન્ય સંસ્થાઓ

વિદ્યાપીઠો ઉપરાંત જર્મનીમાં ઉચ્ચશિક્ષણની નીચે જણાવેલી સંસ્થાઓ પણ છે. વિશિષ્ઠ ધંધાનાં મહાવિદ્યાલયો, કૃષિવિજ્ઞાન મહાવિદ્યાલયો, પશુવૈદક મહાવિદ્યાલયો, વનશાસ્ત્રની નિશાળો, ખનનવિદ્યાની નિશાળો અને વાણિજ્યવિદ્યાનાં મહાવિદ્યાલયો પણ ત્યાં છે. આ સંસ્થાઓ વિદ્યાપીઠોની કક્ષાની જ ગણાય છે અને તેના અધ્યાપકોને વિદ્યાપીઠોના અધ્યાપકો જેટલું જ મહત્ત્વ અને વેતન પણ અપાય છે, જે હક્ક એ લોકોને પ્રાગ્યુદ્ધ સમયમાં કદી આપવામાં આવતો નહિ. આવી સંસ્થાઓ જર્મનીમાં કુલ ૪૯ છે અને તેમાં લગભગ એક લાખ જેટલા વિદ્યાર્થીઓ કેળવણી લે છે.

વિદ્યાપીઠોમાં મુખ્યત્વે ચાર વિદ્યાઓ (Faculty) છેઃ ઇશ્વરવિદ્યા (Theology),

વિદ્યાલયો વિદ્યાપીઠોના કેવળ વિદ્યા વિષયક વાતાવરણથી ઘણે દૂર દેશનાં ઔદ્યોગિક સ્થળોમાં સ્થાપવામાં આવ્યાં છે. વળી આ મહાવિદ્યાલયો અને કારખાનાઓ પરસ્પર બહુ સંબંધ ધરાવે છે. વિદ્યાર્થીઓને વ્યવહારૂ જ્ઞાન મેળવવાની દરેક સગવડ મળે એટલા માટે અધ્યાપકો એવા જ પસંદ કરવામાં આવે છે કે જેઓ કાં તો મોટાં કારખાનાંઓમાં નિષ્ણાતો તરીકે કામ કરતા હોય અગર એવાં કારખાનાંઓ સાથે નિષ્ણાતો તરીકે જોડાયલા હોય. અધ્યાપકો અને ઔદ્યોગિક જગત વચ્ચે આવો નજીકનો સંબંધ ભાગ્યે જ કોઇ બીજા દેશમાં આપણા જોવામાં આવે. એ જ રીતે વિદ્યાપીઠોના અધ્યાપકો પ્રાથમિક અને માધ્યમિક શાળાની વ્યવસ્થામાં જેટલો રસ લે છે તેટલો બીજા બહુ થોડા દેશોમાં જોવામાં આવે છે.

આ ધંધા–હુન્નરનાં મહાવિદ્યાલયોને બે મુખ્ય કૂટ પ્રશ્નો મૂંઝવે છેઃ—

( ૧ ) શાળાઓમાં ભણવા આવનારાઓની સંખ્યામાં અસાધારણ વધારો થયો છે, જ્યારે ઉત્તીર્ણ થયેલા કારીગરોની માગ ઘણી જ ઓછી છે. રેટરીઅન બોનીનના લખવા મુજબ તો

પ્રાગ્યુદ્ધ સમયની હાજરી કરતાં અત્યારની હાજરી લગભગ બમણી થઇ છે.

"રજીસ્ટર પરની કુલ સંખ્યાઃ—

| | |
|---|---|
| ૧૯૧૩ નું ગ્રીષ્મસત્ર... ... | ૧૧,૭૨૬ |
| ૧૯૨૮ નું ગ્રીષ્મસત્ર... ... | ૨૦,૪૦૫ |

વીજળીના ધંધાને લગતા કારીગરોઃ—

| | |
|---|---|
| ૧૯૧૧ નું ગ્રીષ્મસત્ર... ... | ૩૬૦ |
| ૧૯૨૮ નું ગ્રીષ્મસત્ર ... | ૩,૮૦૨" |

આ સંખ્યાના વધારા ઉપરાંત હુન્નર-ઉદ્યોગમાં મહેનત કરનારાઓની એવી જગ્યાઓ માટેની માગણી પણ ધ્યાનમાં લેવા જેવી છે. ૧૯૨૯ના જાનેવારીમાં ૧૯૨૦ ખાલી જગ્યાઓ માટે ૩૨,૬૦૦ અરજીઓ આવી હતી.

(૨) છેલ્લાં દસ વર્ષોમાં આ હુન્નર-ઉદ્યોગોની દિશામાં એવી જબરી પ્રગતિ થઇ રહી છે કે એ ઉદ્યોગોની જરૂરિયાતોને અનુકૂળ અભ્યાસક્રમ કેવી રીતે ગોઠવવો એ બીજો કૂટ પ્રશ્ન છે.

આ કૂટ પ્રશ્નોનો કાંઇક નિવેડો લાવવા માટે પ્રયત્નો તો ઘણા થઇ રહ્યા છે, પણ દેશની આર્થિક દશા એટલી ખરાબ છે અને દેશના જુવાનોને દેશ બહાર જવાની એવી ઓછી તક

મળે છે કે અત્યારે આ કૂટ પ્રશ્નોનો સફળ નિવેડો લાવવાનુ અતિ કઠિન થઇ પડયુ છે અત્યારે ધધાઓના જુદા જુદા વિષયોમા ઝીણી ઝીણી વિગતોના અભ્યાસી બનવુ એ ઔદ્યોગિક કેળવણીનો પ્રધાન સૂર છે કોઈ પણ હુન્નરના કોઇ પણ એક પ્રકારમા તાલીમ પામેલો કારીગર મેળવવો એ સહેલુ છે, પણ કોઈ પણ એક હુન્નરની બધી વિગતોથી જ્ઞાત એવા કારીગરને મેળવવો એ અઘરૂ છે આવી જાતના નિપુણોતો માટે રોજગાર મેળવવો એ મુશ્કેલ કામ છે

આર્થિક ભીડ આટલી બધી છે છતા ઉચ્ચ શિક્ષણની દિશામા જે વિકાસ થઇ રહ્યો છે તે, શિક્ષણપ્રેમ અને શારીરિક હ્રાસની ખોટ બૌદ્ધિક જોરથી પૂરી શકાય છે, એ સિદ્ધાન્તમા જર્મનીની શ્રદ્ધાની ખાતરી પૂરે છે યુદ્ધ પછી તુરત જ કોલ્નનુ વિદ્યાપીઠ સેપરેટિસ્ટ હિલચાલ સામે ઢાલ રૂપે સ્થાપવામા આવ્યુ ફ્રાન્કફુર્ટ વિદ્યાપીઠ સ્થપાયુ તો ૧૯૧૪મા, પણ યુદ્ધ પૂરૂ થયા પછીના જ વર્ષે એ પૂર્ણત વિકસી શકયુ ડસલડાર્ફની મેડીકલ એકેડેમી, મ્યુન્સ્ટરની મેડીકલ ફેકલ્ટીનો વિસ્તાર, અને બ્રેસ્લાઉની ટેકનીકલ હાઇસ્કૂલમાં ખોલેલો ખનનવિભાગ આ બધા યુદ્ધ પછી નવા

હાયરકૂલો માટે જે જે કર્યું છે તે એવા જ ભાનપૂર્વક કરેલું છે કે આ મસ્થાના નિભાવ અને વિકાસ ઉપર જ આપણું ભાવિ મુખ્યતઃ અવલબેલું છે "*

---

નોંધઃ—પડખેના પાના ઉપર જુદા જુદાં વિદ્યાપીઠોની યાદી આપી છે. આ યાદી સને ૧૯૨૮ની સાલ માટેની છે. આ વિદ્યાપીઠોમાં વિદ્યાર્થીઓની કુલ સખ્યા નીચે પ્રમાણે છે.—

વિદ્યાપીઠમા મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપીને ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓ ૮૩,૧૭૨ એટલે પ્રાગ્યુદ્ધ સખ્યાથી ત્રણગણી સખ્યા.

હુન્નર ઉદ્યોગની વિદ્યાપીઠોમા મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપીને ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓ ૨૦,૪૦૫ એટલે પ્રાગ્યુદ્ધ સખ્યાથી બમણી સખ્યા.

---

* The Re-organization of Education in Prussia Part I, chap. VIII, p. 142.

નાના અભ્યાસવર્ગો શરૂ થયા અને એ રીતે ગામડાંના શિક્ષકોને પણ તેનો લાભ મળવા લાગ્યો.

"૧૯૨૦ના માર્ચ માસની ૨૯મી તારીખે કાઢેલા ફરમાનને અન્વયે બધી શાળાઓમાં દરેક અઠવાડિયે, બપોરે એક દિવસ રમતગમત અને દરેક મહિને એક પર્યટન ફરજિયાત કરવામાં આવ્યાં; તેમ જ તરવું, હોડીઓ હાંકવી, બરફ પર લપસવું વગેરે આરોગ્યપ્રદ ક્રીડાઓને ખૂબ ઉત્તેજન આપવામાં આવ્યું." *

ઉચ્ચ શિક્ષણની શાળાઓ અને વિદ્યાપીઠોમાં શારીરિક કેળવણીનો પ્રચાર કરવા માટે એવી બધી સંસ્થાઓમાં આખો વખત કામ આપી શકે તેવા કસરત તેમ જ ક્રીડાપટુઓને રોકવામાં આવ્યા. તેમ જ શાળાન્ત પરીક્ષામાં શારીરિક શિક્ષણને એક વિષય તરીકે જ સ્થાન આપવામાં આવ્યું.

"જે વિદ્યાર્થીઓ હજુયે શારીરિક શિક્ષણથી અતડા રહેતા તેવાઓ માટે ૧૯૨૪ના ઑગસ્ટની ૧૮મી તારીખના ફરમાનથી એવું ફરમાવવામાં

* The Re-organization of Education in Prussia, Part I chap. IX p. 149

આવ્યું કે રાજ્યની નોકરી માટેની પરીક્ષાના ઉમેદવારો પાસેથી તેમણે પોતાના અભ્યાસ દરમિયાન કોઇ પણ બે સત્રોમાં રીતસરની શારીરિક કેળવણી લીધી છે તેવી ખાતરી મેળવવી. આ ફરમાને બહુ સારી અસર કરી. "*

વળી એવું પણ ફરમાવવામાં આવ્યું કે તંદુરસ્ત વિદ્યાર્થીએ શાળા છોડ્યા પહેલાં તરી જાણવું જોઇએ. શરીરની વક્રતા કે કરોડની ખૂંધવાળાં બાળકો માટે ઑર્થોપિડિક કસરતો દાખલ કરવામાં આવી છે. વળી વયમાં આવેલી કુમારીઓ માટે શારીરિક શિક્ષણનો પ્રશ્ન હજુ ખૂબ ચર્ચાય છે તેમ જ જિન્સ ( Sex )ની દૃષ્ટિએ પ્રયોગ પણ કરવામાં આવે છે. તાલબદ્ધ વ્યાયામનો અભ્યાસ અને વ્યવહાર પગભર થતો આવે છે.

શાળાઓનાં સમયપત્રકોમાં પ્રાથમિક શાળાઓમાં ( પહેલી શ્રેણીને અપવાદ રાખીને ) દર અઠવાડિયે શારીરિક શિક્ષણ માટે બે કલાક, માધ્યમિક શાળાઓમાં ત્રણ કલાક અને ઉચ્ચ શાળાઓમાં ચાર કલાક જુદા રાખવામાં આવે છે. આ ચારમાંથી બે કસરત માટે અને બે રમતો માટે

* The Re-organization of Education in Prussia, Part I, chap. IX, p. 146–47

હોય છે. આ ઉપરાંત માધ્યમિક તેમ જ ઉચ્ચ શાળાઓમાં દર અઠવાડિયે સાંજની રમતો અને દર માસે પર્યટનનો કાર્યક્રમ તો હોય છે જ.

શારીરિક શિક્ષણના પ્રદેશમાં પોતાના પ્રજા-શરીરની પુનર્રચના કરવાના કાર્યમાં જર્મની કેવો રસ લઈ રહ્યું છે તે કોઇ પણ જોનારો સહેજે જોઇ શકે તેવું છે.

યુદ્ધ પહેલાંની કસરતો અને ઔપચારિક કવાયતોને સ્થાને બહિર્દ્વાર કસરતો અને ક્રીડાઓ આવી છે. યુદ્ધ વખતે સમજાયું કે વિજય આંધળી આજ્ઞાધીનતા અને વ્યક્તિગત વિકાસ પર નહિ પરંતુ પ્રેરણા, સંઘભાવ અને સહકાર પર અવ-લંબે છે. અંગ્રેજ પ્રજાના ચારિત્ર્યઘડતરની ચાવી રમતોમાં જ રહેલી છે એમ તેમને જણાયું, અને 'વોટર્લુની લડાઇ ઇટનનાં ક્રીડાક્ષેત્રો પર જીતાઇ હતી.' એ જાણીતી અંગ્રેજી કહેવતનો મર્મ તેઓ ત્યારે જ બરાબર સમજ્યા. હવે ક્રીડાપ્રેમ કેળવવાના પ્રયત્નો થઇ રહ્યા છે, પણ વ્યાયામ અને શરીર-વિકાસનો શોખ એટલો તો મૂળ ઘાલી બેઠો છે કે સંગીન પરિણામો આવતાં વખત લાગશે.

"શારીરિક કેળવણીની પદ્ધતિઓમાં જબરો ફેરફાર કરવામાં આવ્યો છે. અગાઉની કવાયતો

અને સાધનકામને બદલે બહિર્દોર કસરતો અને ક્રીડાઓ જોવામા આવે છે જર્મન શાળાઓના રમતગમતના કાર્યક્રમોમા સમૂહગત રમતો પ્રધાન સ્થાને હોય છે, કારણ કે આ રમતોને સમાજ-ભાવના અને સહકારવૃત્તિને પોષવાનુ એક અગત્યનુ સાધન લેખવામા આવે છે જૂની ઢબની કસરતી અને લશ્કરી કવાયતો વ્યક્તિગત હોઇને સઘભાવની પોષક ન હતી, કારણ જો કે તે કવાયતનો દરેક જથ્થામા યત્રવત એકવિધતા લાવી શકતી છતા લાગણી અથવા હેતુની એકતા તો ભાગ્યે જ જાગ્રત કરતી સત્તાધારી નેતાની કડક આજ્ઞાનુ પાલન, સઘની ઇચ્છાના ઐચ્છિક આજ્ઞાપાલન અને સઘની એક વ્યક્તિ તરીકેની ક્રિયાત્મક જવાબદારી કરતા ઓછુ અનુભવ શિક્ષણ દેનારૂ છે લોકશાહીમા સઘભાવનાની પહેલી અગત્ય છે, અને જર્મન પ્રજા પોતાના બાળકોને ક્રીડાગણો પર જ પુરવાસીઓની ભાવનાના પહેલા પાઠો શીખવવાની દરેક તક આપે છે "* હૅન્ડબૉલ નામની એક રમત વિદ્યાર્થીઓમા ખૂબ જ પ્રિય થઇ પડી છે બીજી રીતે પ્રજાનો રસ હજુ રમતો અને કસરતના અજાયબી

* The New Education in the German Republic, chap VI p 87

ઉત્પન્ન કરે તેવા એલોમા વ્યક્ત થતો જોવામા આવે છે તમને ભાગ્યે જ કોઇ સિનેમા એવો જોવાનો મળે કે જેમા જર્મન જુવાનોની કોઈ ને કોઇ રમતની સ્પર્ધાની અગર તાલબદ્ધ કવાયતોની જાહેર ખબર ન હોય નાટકશાળાઓમા પણ શારીરિક બળના પ્રદર્શનો જોવાનો શોખ પ્રજાને હાજી છે

શારીરિક શિક્ષણનુ સચલન આગળ ધપાવવા રાઇખ હૉકગુલે ફૂર લાઇબેસુબુગેન ( શરીરવિકાસ માટેની જર્મનીની સસ્થા ) નામની ૬૭ લાખથી વધુ સભ્યો ધરાવતી સસ્થા છે એનુ વ્યવસ્થાપક મડળ રાઇખટાગ ( પાર્લામેન્ટ ) અને વિદ્યાપીઠોના સભ્યો તેમ જ બીજા પ્રસિદ્ધ પુરુષોનુ બનેલુ છે આ મડળને સાત જુદી જુદી સમિતિઓ છે તે સમિતિઓ વ્યાયામમન્દિરો અને ક્રીડાગણો પૂરા પાડવાનુ, ગ્રીષ્મ અને હેમત વ્યાખ્યાનમાળાઓ તથા વર્ગો ગોઠવવાનુ, પ્રકાશનોની વ્યવસ્થા કરવાનુ, પ્રચાર કરવાનુ, શાળાઓ માટે વ્યાયામશિક્ષકોને તાલીમ આપવાનુ અને રમતની સ્પર્ધાઓ ગોઠવવાનુ કામ કરે છે એકલા બર્લિનમા જ ૩૨૪ જેટલા ક્રીડાગણો છે †

† આ આકડાઓ અને હકીકતો મે હૉકગુલે ફૂર

૧૯૨૦મા બર્લિનનાં ક્રીડાગણોનું અઢાર લાખ ચોરસ વાર જેટલું ક્ષેત્રફળ હતુ. ૧૯૩૦મા એકસોચૌદ લાખ ચોરસ વાર જેટલુ ક્ષેત્રફળ છે, અને એ રીતે દર માણસે લગભગ અઢી ચોરસ વાર જેટલુ ક્ષેત્રફળ બર્લિનમા આવે છે સમિતિનો ઉદ્દેશ તો હજુ દર માણસે છ ચોરસ વાર જેટલુ ક્ષેત્રફળ પૂરૂ પાડવાનો છે રેલ્વેગાડીની બારીમાથી બહાર નજર કરો તો શહેરોમા તેમ જ શહેર બહાર ખુલ્ના ક્રીડાગણો અહીતહી પથરાયેલા જોવામા આવે બર્લિનમા જ શાર્લોટનબર્ગ સ્ટેશનથી ફ્રાઇડીશગ્ટ્રાસે સ્ટેશન સુધીના માત્ર દસ મિનિટના રેલ્વે રસ્તામા ઓછામા ઓછા ત્રણ આવા ક્રીડાગણો જોવામા આવે છે આ જ સસ્થા બર્લિનમા ડૉય હૉકશુલે ફૅાર લાઇબેસસુભુગેન ચલાવે છે અને તેમા શાળાઓ માટે વ્યાયામના ઉસ્તાદો તૈયાર કરવાનુ કામ ચાલે છે. સાકડી આર્થિક સ્થિતિ હોવા છતા યુદ્ધ પછી તરત જ આ સસ્થા માટે મકાનો બાધવા પાછળ લગભગ વીશ લાખ જેટલા માર્ક ખર્ચવામાં આવ્યા હતા પ્રયોગશાળાઓ, સ્નાનગૃહો, પુસ્તકાલયો અને

લાઇબેસુભુગેન (બર્લિન) ની મારી મુલાકાત વેળા મેળવેલા

નાટ્યગૃહોથી સુસજ્જ ત્રણ મજલાનું એ ભવ્ય મહાલય બર્લિન પાસે જ સુંદર સ્થળે આવેલુ છે. તેને જ લગતા તેના પોતાના તરવાના કુંડો, સ્પર્ધા-ક્ષેત્રો તથા પવનદડા-હાથદડાનાં મેદાનો પણ છે. આ સંસ્થામાં પ્રવેશ મેળવવા કોઇ પણ માધ્યમિક શાળામાં પૂરા અભ્યાસ ઉપરાંત ખાસ કસોટીઓ-વાળી પ્રાવેશિક પરીક્ષા વિદ્યાર્થીએ પસાર કરવાની હોય છે. એનો ત્રણ વર્ષનો અભ્યાસક્રમ રાખેલો છે. ૧૮૦ કુમારો અને ૧૮૦ કુમારીઓ તેમાં જોડાયલાં છે.

તેના શિક્ષણના સિદ્ધાંતોમાં નીચેનાનો સમાવેશ થાય છે:—

( ક ) ક્રીડાનું શાસ્ત્ર, જરૂરી સાધન સામગ્રી અને ધારાધોરણો.

( ખ ) વૈદકીય વિભાગ, શરીરવિદ્યા, અંગ-વિજ્ઞાન, પ્રથમોપચાર, માંદાની માવજત વગેરે.

( ગ ) નીતિમીમાંસાના સામાન્ય નિયમો, શિક્ષણ અને માનસશાસ્ત્ર, આલેખન, ઇતિહાસ, વ્યવસ્થાનું શાસ્ત્ર અને રમતનું પત્રકારિત્વ.

સિદ્ધાંત અને વ્યવહાર એવા બે વિભાગોમાં તેનો અભ્યાસક્રમ વહેંચાયેલો છે.

શિયાળામાં સવારના ૮ વાગે અને ઉનાળામાં ૭ વાગે સમયપત્રક શરૂ થઇ રાત્રે ૮ વાગે ખલાસ થાય છે. દર અઠવાડિયે વિદ્યાર્થીને સરેરાશ ૪૦ કલાક ( ૨૦ સિદ્ધાંતના અને ૨૦ વ્યવહારના ) કામ કરવાનું હોય છે.

આખુંયે તંત્ર એવી સુવ્યવસ્થાવાળું છે, આસપાસનું દશ્ય એવું મનોરમ છે, ભવનો અને ક્ષેત્રો એવાં સુસજ્જ છે, અને એ સર્વ ઉપરાંત કુમારકુમારીઓનાં એવાં સુડોળ શરીરો છે કે એ બધું જોયા પછી આપણે તેની તારીફ કર્યા વિના રહી શકીએ જ નહિ. આપણને એમ જ લાગે કે અહીં એક એવું કારખાનું છે કે જેમાં ભાવિ જર્મની ઘડાઇ રહ્યું છે.

તે ઉપરાંત આ સંસ્થા રમતગમતની અને તરવાની સગવડના સાંજે શાળાનાં છોકરાંઓને પૂરી પાડે છે; કારણ કે પ્રશિયાની સઘળી શાળાઓ બપોરે એક અને બે વાગ્યાની વચ્ચે જ બંધ થાય છે.

આમ લોકોના ઉત્સાહ, રાજ્યની સહાય અને યુગેનફ્લેજ તથા યુગેન્ડબેવેગુંગ (યુવાનહિતરક્ષા અને યુવક ચળવળ ) ની પહેલથી તથા શાળાઓ માટે ગામડાંઓમાં રહેવાની સગવડવાળાં સ્થળો તેમ જ

સુવાનો માટેના વિશ્રામસ્થાનો બાંધી આપવાથી, શાળાઓએ યોજેલા પર્યટનો અને આંતરમુલકી પરિશ્રમણોથી જર્મન પ્રજાનો નવો શારીરિક વિકાસ આગળ ધપ્યે જાય છે પૉટ્સડૅમમાં એક ખુશનુમા દિવસે લુકટશીફ્રેનહાસેન (હવાઈ જહાજોને ઉડવા ઉતરવાનું એક સ્થળ–આ સ્થળને અત્યારે બર્લિન અને પૉટસડૅમના વિદ્યાર્થીઓ માટે ક્રીડાંગણ બનાવી દીધું છે) માં શાર્લોટનબુર્ગ રીઅલ જીમનેસીઅમના ૮૦૦ જેટલા વિદ્યાર્થીઓને તેમના આખાયે શિક્ષકમંડળ સમેત સઘળી જાતની રમતગમતો તથા તરવાનું અને હોડીઓ ચલાવવાનું કામ કરતા મે જોયેલા મને લાગ્યું કે અપૂર્ણ ખોરાક વગેરે કારણોએ જર્મન પ્રજાના શરીર પર જે માઠી અસર પહોંચાડેલી તેનો જર્મનીએ નાશ કરી નાખ્યો છે ઘઉંવર્ણાં અડીખમ શરીરવાળા અને કસરતબાજ લોકોનો એકનોહિયો સમૂહ પૉટ્સડૅમના ક્રીડાંગણ ઉપર મે જોયો તેવો કદી જોયો નહોતો

આ મંડળો ઉપરાંત બીજા એવા મંડળો પણ છે કે જે આ કોયડાને બીજી રીતે ઉકેલવાની કોશિશ કરી રહ્યા છે 'પબ્લિક હેલ્થ એસોસિએશન' અને 'જર્મન જુવેનાઇલ લીગ' એ આ મંડળોના નામ છે ૧૯૨૮ની ઇયર–બુક (અબ્દકોષ)માંથી

લીધેલાં થોડાં અવતરણો જ એ મંડળોના કામ-કાજનો વધુ સારો ખ્યાલ આપશે. "શાળાના દાક્તરોએ નિવેદન કર્યું છે કે યુદ્ધ પછી પોષણની વધુ સારી પદ્ધતિઓ સ્વીકારવામાં આવી હતી; જેને પરિણામે અત્યારે પ્રાથમિક શાળાઓના ૬૧ ટકા જેટલા છોકરાઓ અને ૭૧ ટકા જેટલી કુમારિકાઓ સંપૂર્ણ રીતે પોષણ પામેલાં છે. લોહીની ફિક્કાશ જતી રહી છે, કંઠમાળનાં દરદીઓ ઓછાં થયાં છે અને ક્ષય તથા અસ્થિની નબળાઈનાં દરદીઓ લગભગ અરધાં જેટલાં ઘટી ગયાં છે. યુદ્ધ પૂર્વે શાંતિના સમયમાં પ્રજાના શરીરનું આરોગ્ય હતું તેવું જ અત્યારે પાછું પ્રાપ્ત થઇ ગયું છે. ચોકસાઈથી કહીએ તો કેવળ ઔદ્યોગિક પરગણાંઓમાં જ વારંવાર દુઃખદ અપવાદો જોવામાં આવે છે."*

જર્મન જુવેનાઈલ લીગ કે જેના સભ્યોની સંખ્યા ૪૦ લાખ યુવાનો જેટલી છે, તે ચૌદથી અઢાર વર્ષ સુધી મજૂરી કરી કમાનારા જુવાનોની સંભાળ રાખવાનો પ્રયત્ન કરી રહી છે. દરેક જુવાન જોઇએ તેવો ને જોઇએ તેટલો મજબૂત અને બળવાન બને છે કે કેમ, અને તેમ બનવામાં

*Educational Year-book, 1928, pp. 133–34.

તેને પૂરતો વખત આપવામાં આવે છે કે કેમ તે જોવાનું આ મંડળીનું મુખ્ય કામ છે.

" જર્મન જુવેનાઇલ લીગ, તેમની રાઇષ કમિટિથી પ્રતિનિધિત્વ પામીને અને જુવાનોનાં હિતરક્ષક બીજાં . મંડળો, ધંધાદારીઓને લગતી કેળવણી અને જુવાનોને મળતી વૈદકીય રક્ષાથી અનુમોદન પામીને પોતાની માગણીઓ માટે એક સૂર ઉભો કરે છે. અને તે બધી માગણીઓ બદા ચાશ એ માટે કાયદાનો આશરો બની શકે તેટલી શક્ય રીતે શોધે છે. એ માગણીઓ આ રહીઃ

" મજુરી કરી કમાનારા જુવાનોની રક્ષા માટેની વય ૧૬થી વધારીને ૧૮ વર્ષની કરવામાં આવે; અઠવાડિયાના કામગીરીના કલાકો ૪૮થી વધવા નહિ જોઇએ (જેમાં સાફસુફી અને ધંધાના શિક્ષણ માટે નિશાળે જવાનો સમય આવી જાય); આવા જુવાનો પાસેથી રાત્રે કામ લેવાની મના કરવામાં આવે; ૧૪ અને ૧૬ વર્ષ વચ્ચેની ઉંમરના જુવાનોને દર વર્ષે ત્રણ અઠવાડિયાંની રજા ભરપગારે કાયદેસર મળે. "†

†Leisure and Education in Germany, p. 30.

શાળાના પાઠ્યક્રમમાં રાષ્ટ્રીયવાદને આંતરરાષ્ટ્રીયવાદ સાથે કેવી રીતે સાંકળવો એ અગત્યનો પ્રશ્ન આજકાલ બધા દેશના શિક્ષણશાસ્ત્રીઓને મૂંઝવી રહ્યો છે. કોઈ પણ રાષ્ટ્ર પોતાનાં પરાક્રમો, સંસ્કૃતિ અને સંસ્કારિતા માટે મગરૂર રહે અને પોતાને બીજાં રાષ્ટ્રો કરતાં ઉચું માને તે સ્વાભાવિક છે. વળી રાષ્ટ્રીય ઐક્યની ભાવના વિકસાવવા માટે માતૃભૂમિનાં બાળકોના હૃદયમાં તેમની સંસ્કૃતિના વિચારોનો સંભાર ભરવો જોઈએ. સાંસ્કૃતિક ઐક્ય જ રાષ્ટ્રીય ઐક્યના પ્રથમ પગલા રૂપ છે એ સર્વસ્વીકૃત વાત છે. રાષ્ટ્રીય એકતાની ભાવના વિકસાવવાની આ પદ્ધતિ જ્યારે બહુ સંકુચિત બને છે અને સંકુચિત અર્થમાં જ રાષ્ટ્રીયતાને વિકસાવે છે, ત્યારે એનાં દુષ્પરિણામ આવે છે; કારણ કે રાષ્ટ્રીયતાની સાથોસાથ અન્ય રાષ્ટ્રો પ્રત્યે તિરસ્કારની વૃત્તિ તે દ્વારા કેળવાય છે.

જ્યારે બીજી બાજુ જો કોઈ રાષ્ટ્ર સ્વદેશપ્રીતિ ઉપર ભાર ન મૂકે તો એને બીજા કોઈ પાડોશી

રાષ્ટ્રના ભોગ બનવું પડે છે. દુનિયાના ઇતિહાસમાં આ વાત અવારનવાર સાબીત થયેલી છે. આમ રાષ્ટ્રીયવાદને આંતરરાષ્ટ્રીયવાદ સાથે સાંકળવાનો કોયડો ખૂબ ગૂચવણભર્યો બને છે. યુદ્ધ પહેલાં તેના પ્રત્યે બહુ ઓછું લક્ષ અપાતું. સ્વદેશપ્રેમની ભાવનાની દષ્ટિ સંકુચિત હોય તો તેને વિકસાવવામાં કેવો ભય રહેલો છે તે હકીકત યુદ્ધે દુનિયાને બતાવી આપી છે. કેળવણીના પ્રદેશમાં આંતરરાષ્ટ્રીય સહકાર શક્ય છે એ લીગ ઑફ નેશન્સની સ્થાપનાએ બતાવી આપ્યું; અને એ સંસ્થાએ અન્ય રાષ્ટ્રોની સંસ્કૃતિ અને દષ્ટિ સમજવાની અને તેની કદર કરવાની કેટલી જરૂર છે એ હકીકત બહુ પ્રકાશમાં લાવીને બતાવી દીધી. જો એક પ્રજા બીજી પ્રજાના માનસ વિષે ગેરસમજણ ધરાવે તો કેવી મહાન આફતો આવી પડે તે વાતની ખાતરી બીજાં રાષ્ટ્રો કરતાં જર્મનીને તો ખૂબ જ થઇ.

આના પરિણામે વાયમારના બધારણની ૧૪૮મી કલમમાં આંતરરાષ્ટ્રીયત્વની ભાવના માટે આ શબ્દોમાં ભલામણ કરવામાં આવી છેઃ "બધી શાળાઓમાં નૈતિક શિક્ષણ, જાહેર ફરજનું ભાન, જર્મનપણાની અંગત તેમ જ ધંધાગત

હોશિયારી અને આંતરરાષ્ટ્રીય સમજણનો વિકાસ કરવાના પ્રયત્નો કરવામાં આવશે. " આ વિધાનને હૅન્સે નીચલા ફકરામાં યોગ્ય રીતે સમજાવ્યું છે. "રાષ્ટ્રીયતા અને માનવતા એકબીજાનાં વિરોધી નથી પણ પૂરક છે, માનવતા વિનાની રાષ્ટ્રીયતા સંકુચિત અને નીતિના ઉચ્ચ આદર્શવિહોણી છે, અને રાષ્ટ્રીયતા વિનાની માનવતા ગૂઢ (તાત્ત્વિક) અને અસ્વાભાવિક છે; એ બને વિચારોનો સમન્વય જ સાચી પ્રગતિને શક્ય બનાવે છે. કેળવણીના ઘડતરમાં આ બનેનો વિચાર થવો ઘટે અને બનેને યોગ્ય અવકાશ દેવો ઘટે. જર્મન પ્રજાસત્તાકના નવા બંધારણમાં આ વિચારોનો પહેલી જ વાર રીતસર સ્વીકાર કરવામાં આવ્યો. " *

એક સિદ્ધાંત ઘડવો એ જુદી વાત છે અને તેને અમલમાં મૂકવો એ જુદી વાત છે. પ્રન્સવીકનાં નાનાં નાનાં પરગણાંઓએ એ બાબતમાં પહેલ કરી. એમણે એવું ફરમાન કાઢ્યું કે શાળાઓના અભ્યાસક્રમમાં આંતરરાષ્ટ્રીય સહકારના વિષયને જુદા વિષય તરીકે ન રાખવો પણ બધાય વિષયોમાં એને ઓતપ્રોત કરી દેવો. બધાય વિષયો શાળામાં

* The Principles of Educational Policy by H. A. Hans, chap. XII pp. 164-65.

એવી રીતે શીખવવા કે જેથી વિદ્યાર્થીઓમાં આંતરરાષ્ટ્રીય ભાવના જન્મે. પાંચ વર્ષ પછી ૧૯૨૮માં પ્રશિયાએ પણ બ્રન્સવીકને ધોરણે જ કામ શરૂ કર્યું. પણ આંતરરાષ્ટ્રીયવાદને એણે જુદા જ વિષય તરીકે અભ્યાસક્રમ પર રાખ્યો. એલ્બની પેલી મેર અગર બાવેરિયામાં આ વિષયને બહુ સત્કાર ન મળ્યો. તેમ રાજ્ય પાસે પોતાની ઇચ્છા પ્રમાણે કરાવવાનાં સાધનો પણ ન હતાં.

વળી કેટલાંએક જર્મન સંસ્થાનોમાં શિક્ષકોને એમ પણ ફરજ પાડવામાં આવી કે તેમણે પોતાના શિષ્યોને પરદેશી પ્રજાનાં ચારિત્ર્ય અને સંસ્કૃતિનો ખૂબ પરિચય કરાવવો.

સિદ્ધાંત કરતાં વ્યવહાર હમેશાં પાછળ જ રહે છે, અને આ કિસ્સામાં પણ એમ જ બન્યું. આવું મહત્ત્વનું કામ કરવામાં અનુકૂળ પાઠ્યપુસ્તકો અને એ માટે ખાસ કેળવાયેલા શિક્ષકો અગર તો આંતરરાષ્ટ્રીયવાદને ઘોળીને પી ગયેલા શિક્ષકો જોઇએ. ગૂશ આ કામની મુશ્કેલી વર્ણવતાં લખે છે: " ગોંધાયલા શાળાવર્ગોમાં આંતરરાષ્ટ્રીયવાદની વાયુલહરીઓ વહાવવાના જબરદસ્ત પ્રયત્નો હતા, છતાં સંતોષકારક પાઠ્યપુસ્તકોને અભાવે શિક્ષકના હાથ બંધાયલા હતા. અનુકૂળ પુસ્તકો

રચવા માટે સમયની જરૂર હતી, અને મહાવિદ્યાલયના અધ્યાપકો જેઓ સામાન્ય રીતે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓની જરૂરિયાતો પૂરી પાડી શકે, તેઓ નવા વિચાર કરતાં જૂના વિચારના વધારે ઉપાસકો હતા.” †

પાઠ્યપુસ્તકોની ખોટી પસંદગીથી અગર તો અયોગ્ય પુસ્તકો વિદ્યાર્થીઓને આપવાથી આંતરરાષ્ટ્રીયવાદની ભાવના વિકસાવવાનું કામ કેવું દુષ્કર બને છે તે, હું મારા અંગત અનુભવ તેમ જ બીજાઓના તેવા જ અનુભવો ઉપરથી બતાવવા પ્રયત્ન કરીશ. ઇતિહાસ અને ભાષા એ બે એવા માર્ગો છે કે જે દ્વારા જ રાષ્ટ્રીયતા કે આંતરરાષ્ટ્રીયતાનું શિક્ષણ આપી શકાય. જર્મનીમાં અર્વાચીન ભાષાના શિક્ષણનો ઉદ્દેશ દ્વિમુખી છે. કોઈ પણ અર્વાચીન ભાષા શીખવી એટલે વિદ્યાર્થીને તે ચોકસાઇથી વાંચતાં, લખતાં અને બોલતાં આવડે એટલું જ નહિ, પણ તે ભાષા બોલનારી પ્રજાની ભાવનામાં તેનો પ્રવેશ હોય અને તેમનાં ચારિત્ર્ય અને સંસ્કૃતિની કદર કરતાં તેને આવડે, આવો તેનો ઉદ્દેશ હોઇને પાઠ્યપુસ્તકોની

† Germany by Gooch, chap. XIV pp. 305–06.

મોની પસંદગી કરવાનું કાર્ય અતિ દુર્ઘટ બને છે.

અંગ્રેજી ભાષાના શિક્ષણમાં જર્મનીમાં બર્નાર્ડ શૉ ઘણો પ્રિય થઇ પડ્યો છે. અંગ્રેજી પાઠ્યપુસ્તકોની નાની શી યાદી આ રહી —

( 1 ) The English National Character, by Fritz Wettizien.
( 2 ) Saint Joan, by Bernard Shaw
( 3 ) Told by an Idiot, by Rose Macaulay.
( 4 ) The Autobiography of a Supertramp, by W. H. Davies with a preface by Bernard Shaw.
( 5 ) Growth and Structure of the English Empire.

વગેરે.

The English National Character નામના પહેલા પુસ્તકમાંથી અવતરણો લઇને હું એમ બતાવવાનો પ્રયત્ન કરીશ કે ખોટી પસંદગીવાળાં પાઠ્યપુસ્તકો હોય તો સદ્ભાવવાળા શિક્ષકને માટે સાચી દૃષ્ટિ કેળવવાનું કામ કેટલું અઘરૂં બને છે.

" Price Collier–First Impression of a Foreigner. "

"લોર્ડ મેયરનો વરઘોડો જોવા શેરીઓમાં ઉભરાતા લોકો તરફ જરા નજર કરજો અને તમે ઘણું કરણ દશ્ય જોશો. પીકેડીલીના આ ગોમાંસ-ભક્ષી અને પોર્ટમદ્યપી લોકો સારી રીતે તૈયાર થયેલા, ખૂબ ઘસી અને ઘમારીને સાફ થયેલા દેખાશે. પણ ઢાલની આ બીજી બાજુ જોઇને વધુ ગ્લાનિ થશે. ગરીબ, ઠીંચકા, કરૂપ મુદ્રાવાળા, ચીંથરિયાં વસ્ત્રોવાળા, કઢંગા અવયવોવાળા, ડુક્કરનું માંસ ખાનારા, જીનદારૂ પીનારા, ઇસ્ટએન્ડના આ વસનારાઓ છે. અહીં જેવા ખૂમબરાડા, આકરૂં દારિદ્રય, આટલાં બધાં અવિકસિત, ઉઘાડે રોગે અને ઘૃણા ઉત્પન્ન થાય તેવાં રોગીઓઃ માણસજાતનો આવો સડો બીજે કયાંય જ નથી."

Bernard Shaw–Cant, pp. 25–26.

"તે બીજાને અસર ઉત્પન્ન કરે તેવો નીતિભર્યો દેખાવ કરતાં કદી ગભરાતો નથી. સ્વતંત્રતા અને રાષ્ટ્રીય આપઅખત્યારીના જબરા હિમાયતી તરીકે અરધી દુનિયાને તે જીતી લે છે, પોતાના મુલક સાથે મેળવી દે છે અને એને વસાહત એવું નામ આપે છે. માન્ચેસ્ટરના સેળભેળિયા માલની ખપત માટે જ્યારે તેને મારકેટની જરૂર પડે છે, ત્યારે તે કોઇ દેશના દેશી લોકોને

શાતિનો સદેશ શીખવવા એકાદો પાદરી મોકલી આપે છે દેશીઓ એ પાદરીને મારી નાખે છે, અને ખ્રિસ્તિધર્મનો બચાવ કરવા તે હથિયાર ઉચકે છે, તેને માટે લડે છે, અને તને માટે જ તે દેશ જીતે છે એ ધર્મસેવાના બદલામા એને પ્રભુ તરફથી પેલી 'માર્કેટ' (માલ વેચવા માટેની બજાર) મળે છે તે બધુ સિદ્ધાતને વળગીને જ કરે છે સ્વદેશ સેવાના સિદ્ધાત અનુસાર તે તમારી સાથે લડે છે, વાણિજ્યના સિદ્ધાત અનુસાર તે તમને લૂટે છે, સામ્રાજ્યવાદના સિદ્ધાત અનુસાર તમને તે ગુલામ બનાવે છે, શૌર્યના સિદ્ધાત અનુસાર તમને તે કચડે છે, વફાદારીના સિદ્ધાત અનુસાર તે પોતાના રાજાને માન આપે છે, અને પ્રજાસત્તાકના સિદ્ધાત અનુસાર એ રાજાનુ માથુ પણ ઉડાવી શકે છે "

એક હોશિયાર શિક્ષકને આ ફકરાઓ શીખવતો મે જોયો છે, પણ એક અગ્રેજના ચારિત્ર્યનો સાચો ખ્યાલ તે આપી શક્યો હશે કે કેમ તેનો મને શક છે

સન્ત જોચનનો એના વિદ્વત્તાભર્યા પ્રસ્તાવ સહિત અભ્યાસ કરવામા આવે તો તે જરીયે નુકસાન ન કરે તેવુ પુસ્તક છે પણ જર્મન નિશા-

ળિયા માટે એ પ્રસ્તાવ ઘણો જ અઘરો છે-લગભગ સમજવો અશક્ય છે. એટલે ફ્રેન્ચ તેમ જ જર્મન લોકોની ખાસિયતોનો સાચો ખ્યાલ પુસ્તકનો મૂળ ભાગ વાંચવાથી આવી શકતો નથી.

આવી જ અડચણ ઇતિહાસનાં સાચાં પાઠ્ય-પુસ્તકો પસંદ કરવામાં પડે છે. "રોમાનના લખવા મુજબ, નવા શાસનકાળમાં ઇતિહાસનાં પોથાંઓની ઘણી શાળાઓમાં હોળી પ્રગટાવવામાં આવતી હતી. એ હોળીમાં ટ્રાઇટસ્કેના સિદ્ધાંતો જે પુસ્તકોમાં ઉપદેશવામાં આવતા તે પુસ્તકો ખાસ કરીને હોમી દેવામાં આવતાં. પણ એ પણ ખરૂં છે કે યુદ્ધવિરામ પછી કેટલેક વર્ષે જે ઇતિહાસગ્રંથોનો ઉપયોગ કરવામાં આવતો તે થોડાંક પ્રકરણોના ઉમેરા સહિત જૂના વખતના રાજશાસનકાળના જ ઇતિહાસ હતા."†

વળી એફ. ડબલ્યુ. રોમાન પોતાના 'ધી ન્યુ એજ્યુકેશન ઇન યુરપ' નામના પુસ્તકમાં લખે છેઃ "કેટલીએક શાળાઓમાં વર્ષના કેટલાક મહિના સુધી ઇતિહાસ અને અંગ્રેજીના વર્ગો એકઠા જ રાખવામાં આવે છે." એ જ પુસ્તકના લખનારને તે વેળા

† The Times Literary Supplement, 18 April 1929.

જે પાઠયપુસ્તકોનો ઉપયોગ થતો હતો તે જોઇને ખૂબ આશ્ચર્ય થયેલું, કેમ કે પુસ્તકો નીચે પ્રમાણે હતાં —

(૧) '૧૯૧૪નો યુરોપીય મહાન્ વિગ્રહ' લેખક જ્હોન બર્ગેસ અગાઉ કોલંબીઆ વિદ્યાપીઠના આંતરરાષ્ટ્રીય કાયદા અને પોલીટીકલ સાયન્સના પ્રોફેસર

(૨) 'યુદ્ધમાં – ઇંગ્લાંડ અને જર્મની' લેખક રોબર્ટ જે. થોમસન . અમેરિકન એલચી.

બન્ને પુસ્તકો મહાન્ યુદ્ધમાં જર્મનીનુ કારણ વ્યાજબી હતુ તેમ પ્રતિપાદન કરે છે

મહાન્ વિગ્રહનો ઇતિહાસ કેવા પ્રકારનો લખાયેલો હતો અને શાળાઓમા તે કેવી રીતે શીખવવામા આવતો હતો તે બાબત ઉપર રોમાન નીચે પ્રમાણે લખે છે ' જર્મન શાળામા જે પાઠયપુસ્તકો વપરાય છે તે વાચ્યા પછી કોઇ પણ માણસ કહી શકે કે મહાન્ વિગ્રહની ઉત્પત્તિ અને પરીણામના ખુનામા તેમા નીચે પ્રમાણે મોટે ભાગે આપવામા આવેલ છે. જગતની મહાન્ પ્રવૃત્તિની માફક મહાન્ વિગ્રહ થવાના પણ અનેક કારણો છે. એટલુ તો ખાતરીપૂર્વક કહી

શકાય કે તેની ઉત્પત્તિમાં જર્મની મોટે ભાગે દોષિત નથી. તે તો લડાઇ જીતતું હતું, અને જો યુનાઇટેડ સ્ટેટ્સ તટસ્થ રહ્યું હોત તો જરૂર જીત જર્મનીની જ હતી "*

" ડૉ. સ્કૉટ મક્કમપણે જણાવે છે કે આજની કેળવણી જગતભરની શાંતિની મહાન વેરી અને જક્કી દુશ્મન છે. આ આક્ષેપ તેઓ ફ્રાન્સ, જર્મની અને ઇગ્લાંડમાં ચાલતાં પાઠ્યપુસ્તકોનો સૂક્ષ્મ અભ્યાસ અને ટીકા કરી સાબીત કરે છે. "†

આ સર્વ અવતરણો પરથી સ્પષ્ટ સમજાય છે કે ભણનારાઓને આંતરરાષ્ટ્રીયતાની સમજૂત આપવી એ કેટલું અઘરું કામ છે. કારણ કે યોગ્ય પુસ્તકો પસંદ કરવામાં આવતાં નથી, તેમ જ પસંદગી માટે યોગ્ય પુસ્તકો મળતાં પણ નથી.

બીજો મુદ્દો આ હેતુ માટે શિક્ષકોને કેળવવાનો છે. કલમ ૧૪૮ અનુસાર જર્મનીના શિક્ષક પાસે બે ખાસ હેતુઓ હોય છેઃ—

---

* The New Education in Europe by F. W. Roman pp. 260, 261, 262.

† The New Era, April 1926, p. 87.

(૧) રાષ્ટ્રીય ઐક્યનો વિકાસ

(૨) આંતરરાષ્ટ્રીય સમજૂત ઉત્પન્ન કરવી

યુદ્ધ પછી જર્મનીને રાષ્ટ્રીય એકતાના ભાનની સૌથી વધુ અગત્ય હતી આપણે અગાઉ પ્રસ્તાવમા જોયુ છે તેમ જર્મની વ્યક્તિઓનો દેશ છે. તેમા લગભગ ચોવીશ પચીશ પરગણાઓ છે, અને તે પૃથક્ પૃથક્ થઇ જવાના વલણવાળો દેશ છે. આ વલણને અટકાવવા માટે એક જ જાતની સસ્કૃતિ દ્વારા ઐક્યનુ ભાન પેદા કરવાની સર્વસામાન્ય માગણી કરવામા આવી આ માગણીના પરિણામે 'સમાજશાસ્ત્ર' અને 'સંસ્કૃતિશાસ્ત્ર' જેવા વિષયો શાળાના અભ્યાસક્રમમા દાખલ કરવામા આવ્યા; ઑફબાઉશુલે અને ડોપ ઓબરશુલે જેની જર્મન સસ્કૃતિ, જર્મન ભાષા, જર્મન કળા, લોકગીતો અને સગીત ઉપર વધુ ભાર મૂકતી શાળાઓ સ્થાપવામા આવી, અને શાળાઓમા રખડપટ્ટીઓ અને પ્રવાસોને ખૂબ ઉત્તેજન આપવામા આવ્યુ 'સસ્કૃતિશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર' એ ફક્ત પ્રાથમિક કે માધ્યમિક શાળાના જ વિષયો નથી, પણ ઠેઠ શિક્ષકોના તાલીમવર્ગો સુધીના અભ્યાસક્રમમા પણ તેમને સ્થાન છે. આ પ્રથાના અવગુણો પણ છે જર્મનીનુ જે જે કાઇ હોય

તે માટેને વધુ પડતે પ્રેમ દષ્ટિમર્યાદાને સહેજે ટૂંકી બનાવે છે.

'પ્રાથમિક શિક્ષકોની કેળવણી' નામના પુસ્તકમા ડૉ અલેક્ઝાન્ડર લખે છે કે "આ જ સ્થળે (માત્ર શિક્ષકોની તાલીમના કાર્યક્રમને નહિ પણ સમસ્ત જર્મન પ્રજાને) ભય અને જોખમને પૂરેપૂરો સંભવ છે જનસમાજના નેતા થવાને તાલીમ પામતા શિક્ષકોની કેળવણી આટલી સંકુચિત દષ્ટિવાળી હોય તે ખરેખર કમભાગ્યની વાત છે પોતાની જાતનુ વધુ પડતું મૂલ્યાંકન પોતાના ગુણ, શક્તિ અને પરાક્રમોની વધુ પડતી પ્રશંસામાં પરિણમે છે પરિણામે આત્મશ્લાઘા અને અન્યના દષ્ટિબિંદુની અવગણનામાથી સંકુચિત રાષ્ટ્રભાવના પેદા થાય છે."*

આમ ઘણી મુશ્કેલીઓને લીધે જર્મનીની શાળાઓમાં આંતરરાષ્ટ્રીય સમજૂતનો આદર્શ સાધવાનુ અઘરૂ બન્યુ છે. છતાં એ આદર્શની સિદ્ધિ અર્થે જુદી જુદી દિશાઓમાથી પ્રયત્નો

* The Training of Elementary Teachers in Germany by Alexander, chap IX pp 262-63.

થઈ રહ્યા છે એ જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે તેમને આપણે ધન્યવાદ આપવો ઘટે છે.

ગ્રેટબ્રિટને ઇ. સ. ૧૯૨૭માં બ્રિટિશ સરકારને પરગણાંઓની સરકારનો સહકાર મેળવીને એવી વિનંતિ કરવાનું ઠરાવ્યું કે ઇતિહાસનાં પાઠ્યપુસ્તકો ફરી વખત તપાસવાં જોઇએ, અને જોવું જોઇએ કે કલમ ૧૪૮માં જે આશાઓ રાખવામાં આવી છે તેને તે પુસ્તકો પૂરી પાડે છે કેમ. વળી પ્રશિયન સરકારે ૧૯૨૮માં 'લીગ ઓફ નેશન્સ'-ના વિષયને નિશાળના પાઠ્યક્રમમાં દાખલ કર્યો. ૧૯૨૭માં ડૉ. સિગફ્રીડ કાવેરાઉએ જર્મન ઇતિહાસનાં પુસ્તકોમાં જે મરીમસાલાવાળાં વિધાનો કરવામાં આવેલાં તેની ઘણી સખત રીતે ઝાટકણી કાઢી હતી.

આ બાબતનો ઉલ્લેખ કરતાં ધી ટાઇમ્સ લીટરરી સપ્લીમેન્ટ લખે છે કે: "કાવેરાઉ જેવી સખત ટીકા ભાગ્યે જ કોઇ બીજો લેખક કરી શકે. અને આ વિષયની પૂર્ણાહુતિ કરીએ તે પહેલાં એટલું ઉમેરવું જોઇએ કે ઐતિહાસિક સત્ય હકીકતો રજુ કરતાં પુસ્તકોની ટીપ પણ કાવેરાઉએ તેમાં આપી છે, અને સૂચવ્યું છે કે અંગ્રેજોએ પણ પોતાનાં ઇતિહાસનાં પુસ્તકો

સમાલોચના આટલી જ ઝીણવટથી કરવી ઘટે છે."*

નવો શિક્ષક જે અગાઉ યુવકપ્રવૃત્તિની સાથે જોડાયેલો હતો તે આતરરાષ્ટ્રીયતાનુ ભાન જગવવા દિલોજાનથી પ્રયત્ન કરે છે. કેટલીયે શાળાઓનાં પ્રવૃત્તિમડળોમા 'બ્રિટિશ સામ્રાજ્ય,' 'વસાહતો,' 'ઇગ્લાંડમા બેકારી અને કોલસાનો ઉદ્યોગ,' 'હિદ અને પૂર્વ જર્મનઆફ્રિકા' વગેરે વિષયો ઉપર ઘણી જ શાત રીતે અને ઉદાર દષ્ટિથી વિવેચનો થતાં મે સાંભળ્યા છે આતરરાષ્ટ્રીય સબધની ભાવના ખીલવવાના કેટલાક અતિ અગત્યના મુદ્દાઓ આ નીચે રહ્યા·

(૧) શિક્ષકો અને શિષ્યોની પરસ્પર લેવડદેવડ

(૨) આતરરાષ્ટ્રીય શાળાઓની સ્થાપના.

(૩) રાજ્ય શાળાઓની પરદેશમા સ્થાપના.

(૪) શાળાઓના પરદેશપ્રવાસો.

શિક્ષકોની પરસ્પર લેવડદેવડના સબધમાં જર્મનીમા બહુ થોડું જ કરવામાં આવ્યુ છે; પણ વિદ્યાર્થીઓની અદલાબદલી થયા જ કરે છે અને

* The Times Literary Supplement, 18 April 1929, p. XVIII, col 3.

તેના પરિણામે પ્રજા પ્રજા વચ્ચેની ગેરસમજૂતો દૂર કરવામાં ખૂબ સરલતા થતી આવે છે ઓડેનવાલ્ડ (અગિયારમા પ્રકરણમાં જેને વિષે વિસ્તૃત ઉલ્લેખ હવે પછી છે) જેવી આંતરરાષ્ટ્રીય શાળાઓની સ્થાપના સાર્વત્રિક ભ્રાતૃભાવ ખીલવવાની દિશામાં એક આગળ પડતા પ્રયત્ન રૂપે લેખાય રાજ્ય તરફથી પરદેશોમાં શાળાઓ ખોલવાનો પ્રશ્ન જર્મનીની અત્યારની આર્થિક સ્થિતિ જોતા ભવિષ્યની વધારે આબાદી ઉપર અવલંબે છે, પણ પાસેના તેમ જ દૂરના પરદેશોમાં શાળાના પર્યટનોને ખૂબ જ ઉત્તેજન અપાતું રહે છે

અને અહીં જ, આ દેશ પોતાની શાળાઓમાં આંતરરાષ્ટ્રીયતાની ભાવનાનો પ્રવેશ કરાવવા જે દિલોજાનીભર્યા પ્રયત્નો કરી રહ્યો છે તેની ખાતરી થાય છે આ લડાઇ એકલા કાળ સામે જ નહિ પણ સાધનો સામે પણ છે અને જ્યારે પાડોશી રાજ્યો પોતાની શાળામાં સ્વદેશપ્રેમ ઉપર વધુ પડતો ભાર મૂકતા રહે છે ત્યારે તો આ કાર્ય અતિ ઘણું વિકટ બને છે

"ડૉ. અલેક્ઝાન્ડર લખે છે કે "જર્મન શાળાઓમાં 'જર્મની' ઉપર ભાર મૂકવામાં આવે

છે, અને હું ધારૂં છું તેમ રાષ્ટ્રીય ભાવના ઉપર વધારે પડતો ભાર મૂકવામાં આવે છે. ગમે તેમ હોય પણ યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા બાદ કરતાં, બીજા કોઇ પણ દેશની શાળામાં, જર્મન શાળાઓમા ભ્રાતૃભાવની લાગણી અને સમજણ પર જે ભાર મૂકવામાં આવે છે તેવો ભાર ભાગ્યે જ મૂકવામાં આવતો હોય."†

† ડૉ. એલેક્ઝાન્ડરના પત્રમાંથી.

કોઇ પણ જર્મન શિક્ષક સાથે વાતચીત કરતાં કે પદ્ધતિ પરનું કોઈ જર્મન પુસ્તક વાંચતાં આપણે પ્રવૃત્તિશિક્ષણ ( આરબાઇટઉન્ટેરિષ્ટ ) અને અખંડશિક્ષણ ( ગેઝામ્ટઉન્ટેરિષ્ટ ) એ બે શબ્દ પ્રયોગોનો ઉપયોગ વારંવાર થતો હમણાં બહુ જોઈએ છીએ. આ બંને નવી પદ્ધતિઓ કેળવણીના માનસશાસ્ત્રના ક્ષેત્રમાં થયેલા નવા વિકાસને પરિણામે, તેમ જ શાળાઓમાં વધી પડેલા પાઠ્યક્રમને પરિણામે ઉભી થયેલી નવી જરૂરિયાતોને પહોંચી વળવા અસ્તિત્વમાં આવેલી છે.

પ્રવૃત્તિશિક્ષણનું મૂળ આપણને કાન્ત, ફીષ અને હેગેલ જેવા પહેલાંના જર્મન દાર્શનિકો કે જેમણે પ્રવૃત્તિ ( activity )ને મનુષ્યમનના એક આવશ્યક લક્ષણ તરીકે સ્વીકારેલી છે, તેમની પાસેથી મળી આવે. કેરશેનસ્ટાઇનર, ગોદીશ અને સ્પ્રેન્ગરના નેતૃત્વવાળા અત્યારના જર્મન શિક્ષણશાસ્ત્રીઓ એવા મતનું પ્રતિપાદન કરે છે કે 'સ્વ-પ્રવૃત્તિ' દ્વારા વ્યક્તિનો સંપૂર્ણ વિકાસ એ

જ કેળવણીનો હેતુ છે, અને સ્વ-પ્રવૃત્તિ દ્વારા બાળકનો આત્મા કોઇ પણ મૂર્ત રૂપમાં પરિણમવો જોઇએ. આ પ્રમાણે પ્રતિપાદન કરતાં કાન્ત, ફીષ અને હેગલ જેવા જર્મન દાર્શનિકોના મતને તેઓ ટેકો આપે છે. આ વિચારને શાળાના મુખ્ય સિદ્ધાંત તરીકે તેઓ સ્વીકારે છે.

કેરશેનસ્ટાઇનરે શક્તિપ્રવર્તક પ્રવૃત્તિઓ ઉપર ખૂબ ભાર મૂક્યો; અને લાકડકામ, ધાતુકામ, પૂંઠાકામ, પુસ્તકો બાંધવાનું કામ, શણગાર કરવાનું કામ વગેરે હસ્તકામો દ્વારા બાળકની ન છુટી થયેલી સઘળી શક્તિઓ છુટી થશે એમ ધાર્યું; વિદ્યાર્થી પોતાના સાધનો પસંદ કરીને, પોતાની ગલતીઓ શોધી કાઢીને, ખોટી પદ્ધતિ અળગી કરી નવીને સ્વીકારીને પોતાની જાતને વિકસાવતો જાય છે, અને ધંધાદારીની તેમ જ યોગ્ય પુરવાસીપણાની જરૂરિયાતોને બંધબેસતો થાય છે, એમ તેણે વિચાર્યું. ભણતરની આ પદ્ધતિ 'પ્રવૃત્તિ-શિક્ષણ' ને નામે ઓળખાય છે.

ગૅડીશે પ્રાથમિક શાળાઓમાં હસ્તકામની જરૂરિયાત સ્વીકારીને એક પગલું વધારે આગળ ભર્યું; અને પ્રવૃત્તિશિક્ષણના ઉચ્ચ વર્ગોમાં માનસિક વિકાસ થાય તેવા વિષયો દાખલ કર્યા.

એણે આ પ્રવૃત્તિશિક્ષણની શક્યતા ગણિત અને ભાષા જેવા વિષયોમાં જોઈ. માનસિક કામમાં પણ વિદ્યાર્થીને કોયડાઓ આપીને, પુસ્તકોનાં સૂચનો કરીને, પ્રશ્નાવલિ આપીને અને હસ્તકામમાં જે રીતે જુદી જુદી યોજનાઓ આપીને કામ કરવામાં આવે છે તેમ કરીને, તેના કામને વેગ આપી શકાય છે. આ પ્રવૃત્તિને તેણે એક જુદા વિષય તરીકે ગણી નહિ પણ હસ્તકામ તથા માનસિક કામ બંનેમાં સરખી રીતે વ્યાપક પદ્ધતિ તરીકે ગણી. બાળકના ઉઘડતા જતા વ્યક્તિત્વને ફક્ત ધંધા-હુન્નરના ઉપયોગમાં જ બાંધી રાખનારા કેરશેનસ્ટાઇનરની સાથે જેમનો મતમેળ થતો નથી એવા ઘણા જર્મન શિક્ષણશાસ્ત્રીઓનો તેની આ માન્યતાને ટેકો છે.

આમ માનસશાસ્ત્રીઓ અને કેળવણીકારોનું પીઠબળ પામીને આ પ્રવૃત્તિ શાળાઓમાં બહુ માનીતી પદ્ધતિ થઈ પડી છે. જે જૂની શાળાઓમાં વ્યક્તિકામ અને વ્યક્તિની હરિફાઇ ઉપર ખૂબ ભાર મૂકવામાં આવતો, જ્યાં બીજા પાસેથી મદદ મેળવવી કે બીજાને મદદ આપવી એ ગુન્હો ગણાતો, અને જ્યાં સમૂહકામ, સંઘભાવના અને સમાજભાવના હતાં જ નહિ, તે જૂની શાળાઓની

સામે આ પ્રવૃત્તિ એક વિરોધ તરીકે ઉભી છે આ પ્રવૃત્તિથી સમાજભાવના કેળવાય છે એવો એનો દાવો છે પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓમા આ પદ્ધતિ માન્ય થયેલ છે પ્રાથમિક શાળાઓમા હસ્તકામ દ્વારા એનો ઉપયોગ કરવામા આવે છે અને તેથી ઘણી ખરી પ્રાથમિક શાળાઓની સાથે લાકડકામ, ધાતુકામની કોડ, એક છાપખાનુ, ભુજરકામનો એક ઓરડો, વિજ્ઞાનની પ્રયોગશાળા, એક કલામદિર અને એક સગીત તથા નૃત્યમદિર હોય છે આની શાળાઓમા હાથકામ આવડવુ એ એક માનની વાત લેખાય છે, અને તેથી આ પ્રવૃત્તિના પરિણામે રમકડા બનાવવાનો ઉદ્યોગ એટલી હદે પહોચ્યો છે કે કેટલીક શાળાઓ તો પોતાનો ખર્ચ ઉપાડી શકે તેની બની ગઇ છે, અને તેમનો બનાવેલો માલ બજારમા વેચી શકાય તેવો થતો જાય છે એ તો હવે સર્વસ્વીકૃત વાત છે કે આલેખન અને હસ્તકામ દ્વારા બાળકની પ્રેરણાને સ્વપ્રવૃત્તિ તરફ વેગ મળે છે, અને જાતમહેનત તથા શોધકવૃત્તિને આવિષ્કાર મળે છે માધ્યમિક શાળાઓમા આ પ્રવૃત્તિ સ્વતત્ર અભ્યાસ અને સમૂહકામમા રૂપાતર પામે છે સ્વતત્ર અભ્યાસની ડૉલ્ટન યોજનાનુ આ પ્રવૃત્તિ નવુ રૂપ છે છતા તે આઉન્ડલવાળા

મિ. સૅન્ડર્સનની 'પુસ્તકાલય-યોજના' ને વધારે મળતી છે. આઉન્ડલની પુસ્તકાલય-યોજનામાંથી નીચલો ઉતારો આ પ્રવૃત્તિનો સાચો અર્થ શો છે તે સ્પષ્ટ કરે છેઃ "તેની યોજનાની પાછળ રહેલો સિદ્ધાંત સામાન્ય વાચન કે વર્ગના નિશ્ચિત કરેલા કામની તૈયારી માટે નથી, પણ આખી કક્ષાએ જે અભ્યાસ પસંદ કર્યો હોય તેમાંથી ખાસ ઉપસ્થિત થતા રસપ્રદ કોયડાઓના ઉકેલ વડે જે સર્જકશક્તિ કેળવાય છે તેના વિકાસ માટે છે. આવા કોયડાઓ સહકારવૃત્તિથી સાથે કામ કરતા એક જ વર્ગના વિદ્યાર્થીઓ તે વિષયના ઉત્તમ નિષ્ણાતોને પૂછીને અને તે વિષયનાં મૂળ સ્થાનોને તપાસીને જ ઉકેલી શકે. આ રીતે વિદ્યાર્થીઓ રસવૃત્તિથી વિચારમાળાને જાગ્રત રાખીને સજ્ઞાન પોતાનું અભ્યાસકામ ચાલુ કરે છે; અને આમ કરેલું કામ ફક્ત ગોખી મારેલું કે બુદ્ધિએ મેળવેલું રહેતું નથી પણ તેમાં સર્જકતા, તુલનાશક્તિ, વિવેકબુદ્ધિ અને સાચી પસંદગીની જરૂર પડે છે.*

ગયા ઉનાળામાં મેં કાર્લમાર્કસની શાળામાં

* University of Leeds, Department of Education, Scheme of Library-Work: Oundle School.

ચાલતા જે કામને જોયેલું તેની યોજનાને આ સિદ્ધાંતો બરાબર મળતા આવે છે. એ શાળાનું આખું વર્ણન અહીં અસ્થાને છે. તે મુલાકાત વેળા હામ્બુર્ગ, બ્રીમેન અને લુબેકનાં સ્વતંત્ર સંસ્થાનોના આર્થિક અને ઐતિહાસિક વિકાસની ચર્ચા ત્યાં ચાલતી હતી. વર્ગનાં જુદાં જુદાં ઝૂમખાંઓ એ પ્રશ્નનો જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓથી અભ્યાસ કરતાં હતાં; દરેક ઝૂમખાને પોતાના અભ્યાસનું પરિણામ ચર્ચા અને અનુમતિ માટે આખા વર્ગ પાસે મૂકવાનું હતું.

વિદ્યાર્થીઓએ પોતપોતાના અહેવાલો વાંચ્યા અને નકશાઓ ને આલેખો સહિત પોતપોતાનાં વિધાનો સમજાવ્યાં; તે પછી પ્રશ્નોત્તરી ચાલી. મૂળ વસ્તુને વારંવાર તપાસવામાં આવતી. એક છેવટના પરિણામ પર આવવા માટે બધામાં તીવ્ર ઇચ્છા જોવામાં આવતી હતી. થયેલા કામ પરની ટીકાઓને સદ્ભાવથી સ્વીકારવામાં આવતી હતી, અને તેના રદિયા પણ આપવામાં આવતા હતા. આખીયે કાર્યપદ્ધતિને યોગ્ય રસ્તે વાળવા માટે શિક્ષકને ભાગ્યે જ આગળ આવવું પડતું હતું. વર્ગના આખાયે વાતાવરણમાં જે સ્વતંત્રતા વ્યાપી રહી હતી તે, તથા સમૂહકામ તથા વર્ગમાં સહકારની

જે ભાવના પ્રસરી રહી હતી તે, આ પ્રવૃત્તિની ફતેહની ખાતરી આપતાં હતાં. સામાન્ય રીતે જર્મન શાળાઓમાં બને છે તેમ આવી અભ્યાસ-પ્રવૃત્તિ કોઈ એકાદી મુસાફરીને પરિણામે કરવામાં આવે છે, અગર એ અભ્યાસની પૂરવણી રૂપે એવી એકાદ મુસાફરી ગોઠવવામાં આવે છે. અને એ રીતે આ વર્ગ, તેઓ જે વિષયની ચર્ચા કરી રહ્યા હતા તેનો અને તે સ્થળનો અભ્યાસ કરવા માટે હામ્બુર્ગ, પ્રીમેન અને લુબેક તરફ પાંચ અઠ-વાડિયાંની મુસાફરીએ જવાનો હતો.

કઇ કક્ષામાં આ પ્રવૃત્તિ શરૂ કરવી તે વિદ્યાર્થીની વય અને શીખવાના વિષયના પ્રકાર પર આધાર રાખે છે. માધ્યમિક શાળાઓના ઉતરતા વર્ગોમાં પણ આ પ્રવૃત્તિ વર્ગશિક્ષણ અને હસ્તકામ સાથે સહેલાઇથી જોડી દઇ શકાય છે. "જે ચોક્કસ જ્ઞાન વગર ઉચ્ચ બૌદ્ધિક અભ્યાસ શક્ય નથી, અને સ્વતંત્ર કામ કરવાની શક્તિ કે જેના વગર જ્ઞાન વાંઝિયું જ રહે છે, તે બંને વચ્ચેના કુદરતી ગાળાને જોડી દેવો એ આ પ્રવૃત્તિ-શિક્ષણનો એક સાચો અને મહાન્ હેતુ છે." આમ રી-ઓર્ગેનીઝેશન ઓફ એજ્યુકેશન ઇન પ્રશિયા ( પ્રશિયામાં શિક્ષણની પુનર્રચના )નામના

પુસ્તકનો લેખક કહે છે તે સત્ય જ છે †

અખંડશિક્ષણ ( ગેઝામ્ટઉન્ટેરિષ્ટ ) તો કાયદાથી જ પ્રાથમિક શાળાના પહેલા ચાર વર્ષોમાં ઘણા પરગણાઓએ દાખલ કરી દીધું છે આ શિક્ષણપ્રવૃત્તિમાં સ્થાનિક વાતાવરણનો પૂરો અભ્યાસ મધ્યસ્થાને રહે છે આ અભ્યાસને સમાજશાસ્ત્રનો અભ્યાસ કહેવામાં આવે છે, અને 'પ્રશિયામાં શિક્ષણની પુનર્રચના' નામના પુસ્તકમાં તેને 'ઘર, આંગણું, બાગ, શાળા અને શાળાનું આંગણું, શેરી અને બજાર, ખેતરો, બીડો, જંગલો ઘર અને ઘર બહારની જીંદગી, ઘેર કોઠમાં, કારખાનામાં ખેતરમાં દ્રાક્ષના મંડપોમાં આ સઘળે સ્થળે જીવાતું જીવન બાળક અવલોકે છે તે જ અભ્યાસની વસ્તુ બની જાય છે " એમ વર્ણવે છે

આ વિષયની આસપાસ વાણી વાચન, આલેખન લેખન, ગણિત અને સંગીતના કામની ગોઠવણ કરાય છે જો આ મધ્ય વિષય વ્યાપક હોય તો બીજા દરેક વિષયો તેમાં કાંઇ ને કાંઇ પૂર્તિ કરે છે, અને એ રીતે કુદરતી સંપૂર્ણતા થતી આવે છે બાળકના સ્વતંત્ર અવલોકન પર જ

---

† The Re-organization of Education in Prussia, Part II, sec III, chap IV, p 319

આ આખીયે પદ્ધતિનો આધાર હોઇને, શાળાના પ્રવાસોનું સ્થાન સમયપત્રક પર બહુ અગત્યને સ્થાને છે. પ્રાથમિક શાળાનાં પહેલાં બે કે ત્રણ વર્ષોમા બાળકને કોઇ પણ કડક સમયપત્રક આપવામાં આવતું નથી, પણ શિક્ષક બાળકને બહુ પરિચિત હોય એવા એકાદ વિષયથી શરૂઆત કરે છે, અને તેમાંથી વર્ષ આખા દરમિયાન જુદા જુદા વિષયોને વિકસાવે છે. બાળકોને કોઇ પણ જાતની પરીક્ષાઓ નહિ આપવાની હોઇને, તેમ જ એકનો એક જ શિક્ષક ઓછાંમાં ઓછાં ત્રણ વર્ષ વિદ્યાર્થીઓની સાથે રહેતો હોઇને, આ કામ ઘણું સરળ થઇ શકે છે.

બર્લિનમાં ગેમાઇનશાફ્ટશુલેનું કામકાજ જોવાનું મને સદ્ભાગ્ય સાંપડેલું. વર્ગની સરેરાશ વય નવ વર્ષની હતી. સંગીત પૂરું થયા પછી એક બાળક ખુરશી પર આવ્યો અને દૈનિક કામ શરૂ થયું. બર્લિનમાં કઈ જાતનાં વાહનો વધુ માણસોને અવરજવર માટે ઉપયોગી છે તે ચર્ચાનો મુખ્ય વિષય હતો. ટૂંકાં ટૂંકાં ભાષણો, લાંબી લાંબી ચર્ચાઓ અને ગરમાગરમ દલીલો અને પ્રશ્નોત્તરી પછી એ વર્ગ એવા નિર્ણય પર આવ્યો કે 'રીંગબ્હાન' એટલે વીજળી ગાડીનો લોકાનો મોટો

ભાગ ઉપયોગ કરે છે કારણ કે તે ઓછા ખર્ચવાળી ને ઝડપી છે, અને તેનાં સ્ટેશનો મજૂરલત્તાઓમાં આવેલાં છે. બરાબર આ જ તકે શિક્ષકે તેમને ટાઇપ કરેલાં કેટલાંક આંકડાપત્રકો આપ્યાં જેમાં છેલ્લાં દસ વર્ષો દરમિયાન બર્લિનમાં કયાં કયાં વાહનો દ્વારા કેટલા કેટલા ઉતારૂઓએ મુસાફરી કરી હતી તે બતાવવામાં આવ્યું હતું. આ પત્રકોમાંથી પોતપોતાની ગણતરીઓ શોધી કાઢવાનું અને કેટલે દરજ્જે તેમની તે તે ગણતરીઓ સાચી છે તે નક્કી કરવાનું કામ શિક્ષકે બાળકોને સોંપ્યું. ગણિતકામની દીક્ષા આપવા માટે આ પ્રેરણા પૂરતી હતી. આ જ પ્રશ્નમાંથી વિદ્યાર્થી પોતે કયે રસ્તે ઘેરથી શાળાએ આવે છે તે શોધી કઢાવીને ભૂગોળ પણ શીખવવાની શિક્ષકની મુરાદ હતી. બાળકોને પ્રશ્નની છણાવટ કરતાં, નાનાં નાનાં ભાષણો કરતાં, પોતપોતાની ગણતરીઓ રજૂ કરતાં, જે જે ટીકાઓ આવે તે સઘળી સદ્ભાવથી શાંતિથી સાંભળતા, અને આખીયે સભાનું કામ વ્યવસ્થિત ચલાવતાં જોવાં એ એક આનંદનો વિષય છે. નાના એવા ભાષણમાંથી ગણિત કેમ નીકળી આવે છે અને ભૂગોળનો પાઠ કેમ શરૂ થાય છે તે જોવામાં બહુ

આશ્ચર્ય લાગે છે. આ પ્રવૃત્તિ ત્યાં બહુ પ્રચલિત છે, અને છેક દૂર દૂરનાં નાનાં ગામડાંઓમાં પણ તેનો વ્યવહાર ચાલી રહ્યો છે પ્રાથમિક શાળાઓનાં સમયપત્રકોમાં વિષયનાં નામોને બદલે 'અખંડશિક્ષણ' એવું લખેલું હોય છે. મોટે ભાગે દરેક વિષય શાળાના પ્રવાસ પરથી જ શરૂ થાય છે. "એ પ્રવાસની યોજના ઘડવામાં અને પ્રવાસેથી પાછા વળ્યા પછી તેમાં જોયેલાં દશ્યોની અને મેળવેલ માહિતીઓની ચર્ચા કરવામાં વર્ગનું કામ વધારે ઉચું અને અર્થપૂર્ણ બને છે. જ્યારે જર્મનો પોતાનાં બાળકોને સ્વપ્રવૃત્તિ દ્વારા કેળવવા માગે છે, રસનાં વિશાળ કેન્દ્રોની ફરતો જ અભ્યાસક્રમ રાખી તેનું એકીકરણ કરવા માગે છે, તેમની સંસ્કૃતિ રાષ્ટ્રીય તત્ત્વો પર ચણવા માગે છે, સાચો સામાજિક ભાવ પોષવા માગે છે, અને શાળાજીવનને જીવનનો ધન્ય ભાગ બનાવી દેવા ઇચ્છે છે, ત્યારે તો આજની નૂતન જર્મન શાળા સંસ્થાને માટે આ પ્રવાસપ્રવૃત્તિથી વધારે સારી એક પણ રીત કે પદ્ધતિ છે જ નહિ "*

કોઇ એવી દલીલ કરે છે કે આ પ્રવૃત્તિથી

* The New Education in the German Republic, by Alexander, chap. III, p. 13.

ચાલતી શાળામાં ત્રણ રરાના ( Three Rs' એટલે રીડીંગ, રાઇટીંગ અને 'રીથમેટિક-વાચન, લેખન અને ગણિતના) સંગીન જ્ઞાન તરફ દુર્લક્ષ થઇ જવાનો અને શિક્ષકના ખાસ શોખના વિષયનું પરિબળ થઇ જવાનો ભય રહે છે. માધ્યમિક શાળાના શિક્ષકોએ તો પ્રાથમિક શાળાઓના અભ્યાસક્રમની મોઘમતા વિષે ફરિયાદ ઉઠાવી પણ છે. પણ શિક્ષણની આ નવી પ્રવૃત્તિ તરફ મીઠી લોકલાગણી એવી ભારે છે કે જ્ઞાનનાં મૂળ તત્ત્વોને ધરબી નાખનારી જૂની કવાયત પદ્ધતિ હવે જર્મન શાળાઓમાં ફરી દાખલ થવાની વકી બહુ ઓછી છે. હવે એમ મનાવા લાગ્યું છે કે "જ્યારે બાળક માત્ર આઠ વર્ષનું જ હોય છે ત્યારે તે વાંચી લખી કે ગણિતના દાખલા ગણી શકે છે કે નહિ તે બહુ અગત્યનો પ્રશ્ન નથી. પણ બાળકની સર્જનશક્તિ જાગ્રત થાય, બળવાન થાય અને વિકાસ પામે, અને એ રીતે જાતવિશ્વાસવાળું સર્જન કરી શકે તેવા જીવનનો પાયો નખાય એ અતિ જરૂરી છે." * બાળકને કેટલાક વિષયો પર પૂરું પ્રભુત્વ મળે એવી રીતે તેનું શિક્ષણ બેશક અપાવું જોઇએ; પણ એ પ્રભુત્વ મેળવવાની

* The New Era, October 1925, p. 140.

ઇચ્છા બાળકને જીવતા જીવનમાંથી મળવી જોઇએ. માગ્ડેબુર્ગની એક શાળામાં છેક નાનાં બાળકોનો એક વર્ગ ખોલવામાં આવ્યો છે, તે પાડોશના બીજા ગામની એક શાળાનાં બાળકો સાથે પત્ર-વ્યવહાર ચલાવે છે. છોકરાંઓ પરસ્પર પત્રો લખે છે અને એ રીતે વિષયનો જીવંત રસ કેળવે છે.

પ્રો. સ્પ્રેન્ગરે આ પ્રવૃત્તિની બહુ અચ્છી રીતે વકીલાત કરી છે. સ્પ્રેન્ગરના મત પ્રમાણે "આ અખંડશિક્ષણ પદ્ધતિ ત્રણ મુદ્દાઓ પર નિર્ભર છે. (૧) સંસાર પોતે એક સ્થૂળ સુસંબદ્ધ જીવત વસ્તુ છે; (૨) જ્ઞાન પણ એક એવી વસ્તુ છે કે જેના બધા ભાગો એકબીજા સાથે જોડાયેલા અને એકબીજાના કારણભૂત છે; (૩) જીવન અને વાસ્તવિકતા એના સુમેળથી બનેલ સંસારનો અનુભવ કરનાર વ્યક્તિ તે સંસારના જ એક ભાગ રૂપ બની જાય છે."†

આ બંને પ્રવૃત્તિઓ (પ્રવૃત્તિશિક્ષણ પદ્ધતિ અને અખંડશિક્ષણ પદ્ધતિ) ના સિદ્ધાંતો અને કાર્યક્ષેત્ર તરફ જોતાં આપણે કહેવું પડશે કે તેમની ફ્નેહ શાળાનાં પર્યટનો પર રહેલી છે અને જો

† Educational Year-book 1924, p. 525.

કોઈ જર્મન શાળાને અવારનવાર પ્રવાસે ફરતી જુએ તો તેમા કશુ નવાઇ પામવા જેવુ નથી જ્યા જ્યા આપણે શાળાની મુલાકાતે જઇએ ત્યા આપણને માલૂમ પડે કે શાળાના ઓછામા ઓછા એક બે વર્ગો માત્ર એક બે દહાડા માટે નહિ પણ અઠવાડિયા માટે બહાર ગયેલા હોય છે શિક્ષકોની ગેરહાજરીને પરિણામે શાળાના સમયપત્રકમા બહુ અડચણ પડે છે એવી ફરિયાદ કોઇ પણ શાળામા ન થતી જોઇ મને ઘણુ આશ્ચર્ય થયેલુ વિદ્યાર્થીની વર્ગમા લાબી ગેરહાજરીને પરિણામે તેના અભ્યાસમા ખલેલ પડે છે એવી હાયવોય ત્યા કોઈ કરતુ નથી શાળાના પ્રવાસોમા જ વિદ્યાર્થીઓ ખાસ અભ્યાસ કરે છે, અને એ અભ્યાસ જ તેમને પરીક્ષામા ઉપકારક છે એવી માન્યતાને લીધે કદાચ આ બધુ હશે વર્ગો તેમની સમક્ષ કોઈ ખાસ ઉદ્દેશ વગર વારવાર પ્રવાસે નીકળેલા જોવામા આવે છે, છતા શિક્ષકોએ મને ખાતરી આપી કહ્યુ કે બાળકો 'સમાજશાસ્ત્ર' ભણી રહ્યા છે

જર્મન કેળવણી વિષે બેધડક બોલી શકે તેવા માણસો માને છે કે એક માસના વર્ગકામ કરતા એક માસની વર્ગયાત્રા વધારે સારૂ કામ આપી શકે છે બાળકના શરીરના વિકાસ માટે,

તેના દિલમાં પિતૃભોમનો પ્રેમ પ્રગટાવવા માટે, જર્મન સંસ્કારિતાના વિકાસ માટે અને તેમની દૃષ્ટિને જીવંત અનુભવો દ્વારા વિશાળ બનાવવા માટે એક માસના નિશાળના ભણતરનો ભોગ આપવો પડે તો તે કાંઇ વધુ નથી.

આગ્યુદ્ધ સમયમાં જે કેટલીક ખાનગી પ્રાયોગિક શાળાઓ ઉદ્‌ભવી તેમાં ઑડેનવાલ્ડ શુલે એક છે. જે સંસ્કૃતિ કેવળ જડવાદી થતી જતી હતી, તેના વિરોધ તરીકે આવી શાળાઓ શરૂ કરવામાં આવેલી. તેમના સમયમાં જે કેટલાક દુર્ગુણો અને ખામીઓ સામાન્ય હતી તેના વાતાવરણમાંથી નવી પ્રજાને મુક્ત કરી વધારે તંદુરસ્ત ધોરણે તેમને કેળવવાનો આ પ્રવૃત્તિનો ઉદ્દેશ હતો. સમાજની પ્રજાતંત્ર હિલચાલ પ્રત્યેની વધતી જતી ભાવનાને આ નવી પ્રવૃત્તિ કરનારાઓ બહુ રસપૂર્વક અનુસરવા લાગ્યા. હૅરમાન ગુસ્ટાવ વિનેકીન અને પોલ ગેહીબના ટેકાથી ૧૮૯૮માં એક છાત્રાલય-શાળા હાસેન્બર્ગમાં ઉભી. ૧૯૦૬માં ગુસ્ટાવ વિનેકીને થ્યુરીન્જિયન ફૉરેસ્ટમાં વીકર્સડૉર્ફ ગામે એક સમાજશાળા-કોમ્યુનીટી સ્કૂલની સ્થાપના કરી અને તે પછી ચાર વર્ષે પોલ ગેહીબે ઑડેનવાલ્ડ શુલેની શરૂઆત કરી. યુદ્ધ અને તે પછીની આર્થિક મુશ્કેલીઓને પાર કરી

ભરી અને ચિન્તનશીલ મુખમુદ્રા અને ફરફરતી શ્વેત દાઢી જોઈને મને શાંતિનિકેતનના આચાર્ય અને સ્થાપક કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું સ્મરણ જાગ્યું.

આ છાત્ર-શાળાવાળી સંસ્થા રેલ્વે સ્ટેશનો, ટ્રામ રસ્તાઓ અને મોટરમાર્ગોથી દૂર એવું એક નોખું ગામડું જ છે. નાની નાની ટેકરીઓના ઢોળાવ પર સુંદર સ્થળે આવેલાં ગરમી અને વીજળીની સગવડવાળાં બાર જુદાં જુદાં ગૃહોમાં બસો છોકરા છોકરીઓનું એક નાનકડું મંડળ તેમના શિક્ષકો (સહકુટુંબ) સાથે અહીં રહે છે. ઉંડી ઉંડી ખીણ, આસપાસની ટેકરીઓ, ઘન વૃક્ષરાજિ, હરિયાળાં બીડો અને હામર્જકનો સદાય ખળખળાટ વહેતો ઝરો: આ બધાં આ નાનકડા શાળાગ્રામને એવી તો સુંદરતા અર્પે છે કે 'આવા દેવમંદિરમાં અસત્ કદી રહી શકે જ નહિ ' એ શેકસપિયરનું વાક્ય કોઈને પણ યાદ આવ્યા વગર રહે નહિ.

ડૉ. ગેહીબની એવી માન્યતા છે કે વાતાવરણ જ માણસને કેળવણી આપે છે, અને શિક્ષક એ તો ઘણાં ઉપયુક્ત સાધનોમાંનું એક સાધન છે. 'Genoio hoios essi' (જેનોઇઓ હોઇઓ એસી—તું જેવો છે તેવો જ બન.) ઉચ્ચતમ શક્ય

(૧) સ્વાયત્તશાસનની ભાવના (૨) સહ-શિક્ષણ (૩) પસંદ કરી શકાય તેવા અભ્યાસક્રમો. (૪) આંતરરાષ્ટ્રીયતાની ભાવના

આ સઘળી બાબતો વિગતથી વર્ણવવા હું પ્રયત્ન કરીશ

**સ્વાયત્તશાસન**

છેલ્લા વીશ વર્ષ દરમિયાન ઑડેનવાલ્ડ શુલેમાં સમાજભાવના ધીમે ધીમે વિકસી રહી છે તેનું વર્ણન કરવુ મુશ્કેલ છે લગભગ નણસો† જેટલા છોકરા, છોકરીઓ, શિક્ષકો અને અન્ય નોકરવર્ગનો બનેલો એ એક મિશ્ર સમાજ છે ત્યા રહેનારા બાળકોને જુદા જુદા કુટુબોમા વહેચી નાખવામા આવ્યા છે, અને તેઓ જુદા જુદા ગૃહોમા એકાદ પુખ્ત માણસ અગર પરણેલ દપતિની સભાળ નીચે રહે છે આ કુટુબો એક જ સમાજના સ્વાભાવિક એકમો છે ઇગ્લાડની સાર્વજનિક શાળાઓમા (પબ્લિક સ્કૂલ્સ) બને છે તેમ તેઓ જુદા જુદા ગૃહોમા વસતા વિદ્યાર્થીઓ સાથે રમતોમા કે અન્ય ખેલોમાં હરિફાઇમાં ઉતરતા નથી બધા કુટુબો એક જ

† કુલ ૧૪૦ છોકરા, ૬૦ છોકરીઓ, ૫૦ સ્ત્રીપુરુષ શિક્ષકો, અને વ્યવસ્થા માટે રોકાયેલા ૪૦ નોકરો.

—ગવર્મેન્ટ) પદ્ધતિ. આ પદ્ધતિ સમજાવતાં ગેહીબ મહાશય લખે છે: "કોઇ પણ રાજકીય જીવન સાથે ( આને ) સરખાવવાથી ગેરસમજણ ઉભી થાય છે; બાળકોનું સ્વરાજ, સ્વાયત્તશાસન અને શાળાના પ્રજાકીય બંધારણને સ્પષ્ટ કરતા આવા આવા શબ્દસમૂહો ખાસ કરીને આવી ગેરસમજણોને જન્મ આપે છે. અમે 'શાસિત' નથી પણ અમે તો ફક્ત કોઇ પણ જાતની ઉચ્ચ શાસકસત્તા વગર સામાન્ય જીવન ગુજારીએ છીએ; અમે એક આચાર્ય વગરની શાળા છીએ."*

### સહશિક્ષણ

દુનિયાભરની જે થોડી શાળાઓમાં સહશિક્ષણનો કોયડો ફતેહમંદીથી ઉકેલી લેવામાં આવ્યો છે તેમાંની ઑડેનવાલ્ડ શુલે એક છે. કુમાર કુમારીઓને એકજ ઘરમાં સાથે રહેતાં, પડખે પડખેની ઓરડીઓમાં વસતાં, એકબીજાને છૂટથી હળતાં મળતાં, જંગલોમાં એક સાથે ફરતાં અને શાળા તેમ જ કુટુંબોમાં સાથે કામ કરતાં જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે સહશિક્ષણના ક્ષેત્રમાં આ સંસ્થાએ કેવો જબરદસ્ત વિજય મેળવ્યો છે તેની

* The New Era, December 1930, p. 188.

આપણને ખાતરી થયા વિના રહેતી નથી આ બધુ કાં તો સસ્થાના પવિત્ર આચારને લીધે હોય, કાં તો જે કુટુબજીવન તેમને સદા પાસે લાવી રહ્યુ છે અને તેથી એકમેકને સમજવાની તક આપી રહ્યુ છે તેને લીધે હોય, કા તો ગેહીબ મહાશયની સાધુતાને આભારી હોય, અગર ફ્રૌ ગેહીબ ( ગેહીબ મહાશયના પત્ની ) ના માતૃપ્રેમના પરિણામે હોય ગમે તેમ હોય, પણ આ બધા એક કુટુબમા જેમ છોકરા છોકરીઓ કુદરતી રીતે રહે છે તેમ જ રહે છે " આ સ્વતત્રતા કદી પણ અનિચ્છનીય વર્તણુકમા પરિણમી નથી, પણ તે સુભાગ્ય કે આકસ્મિકતાથી નહિ પણ જાણે કે ફક્ત અમારી પદ્ધતિના કુદરતી પરિણામોને ફતેહ અનુસરતી હોય તેમ "*

## શાળાનો વ્યવહાર અને શિક્ષણપદ્ધતિ

છોકરાઓની ઉમરના પ્રમાણમા શાળાના ત્રણ વિભાગ પાડવામા આવ્યા છે—

( ૧ ) ૩ થી ૮ વર્ષની વયના માટે કિન્ડરગાર્ટન શાળા

* The New Education in the German Republic, p 201.

( ૨ ) ૮ થી ૧૨ વર્ષની વયના માટે મધ્ય-શાળા

( ૩ ) ૧૨ થી ૧૯ વર્ષની વયના માટે ઉચ્ચ શાળા

'સ્વાતન્ત્ર્ય' એ શિક્ષણનો મુદ્રાલેખ છે વિદ્યાર્થીને કામ (પ્રવૃત્તિ) પસદ કરવાની સ્વતત્રતા છે, પણ નીચલી શ્રેણીઓમા આ સ્વતત્રતા પર પ્રવૃત્તિની પસદગી પુરતો થોડો અકુશ છે વ્યક્તિગત કે આખી શાળા માટે નિશ્ચિત કરેલો કોઈ અભ્યાસક્રમ છે નહિ કોઈ પણ બાળક તેની ઉમર અને શક્તિના પ્રમાણમા બધબેસતુ કામ (પ્રવૃત્તિ) શોધી લે છે કે કેમ તેનુ ધ્યાન શિક્ષકે રાખવાનુ હોય છે સામાન્ય રીતે બાળક એકી સાથે એક અગર બે વિષયો જ લે છે, અને ઓછામા ઓછુ એક માસ સુધી તે શીખે છે જો આ વિષયોમા તેને રસ આવતો હોય છે તો પછી મહિનાઓ સુધી તેને ચાલુ રાખવામા આવે છે જે જે વિદ્યાર્થીઓ કુદરતી રીતે સરખી કક્ષાના હોય છે તેમનો એક સમૂહ બને છે, પણ આ સમૂહો કાયમી નથી, કારણ કે કેટલાક વિદ્યાર્થીઓ પોતાના વિષયો વારવાર બદલે છે, જ્યારે કેટલાક જૂનાને વળગી રહે છે, અને એ રીતે

તેમ જ ઉચ્ચ શાળાઓમા પ્રવૃત્તિશિક્ષણને અનુસરવામા આવે છે વર્ગો તેમ જ ઉદ્યોગ ગૃહો જ્યા કુટુમ્બો વસે છે તે ગૃહોમા જ આવેલા છે કોઈ કોઇ વાર તો શિક્ષકોના વસવાટના ઘરોમા જ વર્ગો મળે છે, અને એ રીતે શાળા અને ગૃહોનુ એકીકરણ સધાય છે, અને તેથી શિક્ષક શિષ્ય વચ્ચેનો ભેદભાવ ત્યા ટકી શકતો નથી દરેક વર્ગ કોઈ એમદ ખાસ વિષયનો ઓરડો જ છે, અને તેમા તે ખાસ વિષયના પુસ્તકો અને જરૂરી સાધનો ગખેલા હોય છે પોતપોતાની જરૂરિયાત પ્રમાણે વિદ્યાર્થીઓ એક અગર બીજા ઓરડામા જાય છે, અને ત્યા તેમને જોઇતા પુસ્તકો, સાધનો, નમ્નાઓ વગેરે મળી શકે છે એકેક વિદ્યાર્થીને એકેક ઓરડો સોપી દેવામા આવેલો છે, અને તે જ તે ઓરડાની સાધ ગામગ્રી તથા સુવ્યવસ્થા માટ જવાબદાર રહે છે

ઑડેનવાલ્ડ શુલેમા ત્રણ પ્રકારના શિક્ષકો છે –

( ૧ ) જેઓ શાળા માટે મફત કામ કરે છે, શાળા તેમને ખોરાક અને રહેવાની સગવડ વિના મૂલ્યે આપે છે

( ૨ ) જેઓને પોતાના ખોરાક અને રહેવાની સગવડ ઉપરાંત સો માર્ક દર મારો મળે છે

એકઠાં થાય છે ત્યારે પૌલસ* કોઈ આખ્યાયિકા વાંચી સંભળાવે છે અને અંતે મધુર શિષ્ટ સંગીત ગવાય છે. 'અમે ધર્મ શીખવતા નથી પણ અમે ધર્મ જીવીએ છીએ.' એવું વાક્ય શાળાના નેતાઓ અવારનવાર બોલતા હોય છે.

### આંતરરાષ્ટ્રીયતાની ભાવના

આ શાળા જર્મન સંસ્કારિતાને વિકસાવતી હોઇને પોતે એક જર્મનશાળા છે, પણ ભાવનામાં તે આંતરરાષ્ટ્રીય છે. અમેરિકા, ફ્રાન્સ, ઇટલી, સ્વીટ્ઝર્લાંડ, રશિયા, જર્મની અને જાપાનઃ બધા દેશોના વિદ્યાર્થીઓ અહીં ખેંચાઇ આવે છે. શિક્ષક વર્ગમાં પણ ઘણી દેશજનતાના શિક્ષકો છે. સંસ્થા વિધવિધ દેશોના વિદ્યાર્થીઓની લેવડદેવડનાં મૂલ્ય સમજે છે. જે દહાડે હું ત્યાં ગયો તે દહાડે જ ઇંગ્લાંડની ફ્રેન્શામ સ્કૂલની બે વિદ્યાર્થિનીઓ ત્યાં એવી રીતે બદલાના વિદ્યાર્થી તરીકે આવેલી. પાઠ્યપુસ્તકોની પસંદગીમાં તેમ જ વિષયોના શિક્ષણમાં આંતર-રાષ્ટ્રીયતાની જ ભાવના હોય છે. નીચલી કંડિકામાં ગેહીબ મહાશયના શબ્દોમાં આ સિદ્ધાંત સમજાવેલો છેઃ "ગેટેના સિદ્ધાંત અનુસાર જર્મનીનું

*પૌલ ગેહીબને સૌ પૌલસ તરીકે સંબોધે છે.

રાષ્ટ્રીય વ્યક્તિત્વ વિકસાવવાને અને બીજા દેશના લોકો સાથે મિત્રતાભર્યો સહકાર સાધવાને, જર્મનોનુ આતરરાષ્ટ્રીય કામ અને મૂલ્ય મને લાગે છે કે અહીં જ રહેલુ છે અને એ રીતે ઑાડેનવાલ્ડ શુલેએ તો પોતાના આરભદિનથી જ જર્મન તેમ જ આતરરાષ્ટ્રીય શાળા થવાનો પ્રયત્ન કરેલો છે "*

અત્યારે લગભગ પદરેક છાત્રાલય શાળાઓ જર્મનીમા અસ્તિત્વમા છે, અને તેમની અસર જાહેર શાળાઓમા અપાતા શિક્ષણ પર થયા વિના રહી નથી રાજ્ય તરફથી પણ તેના સાચા મૂલ્યાકન થવા લાગ્યા છે આ શાળાઓમા જે પ્રયોગોને સફળતા મળી છે તે પ્રયોગો રાજ્યની શાળાઓમાં પણ સ્વીકારાઇ રહ્યા છે, અને આ શાળાઓના શિક્ષકોની સેવા જ્યા ત્યા ઉછીની મગાઇ રહી છે, તેમ જ રાજ્યની શાળાના શિક્ષકોને આ પદ્ધતિની તાલીમ લેવાને ત્યા મોકલવા પણ માડ્યા છે ઑાડેનવાલ્ડ શુલે તરફથી ડૉ. વેગનશીનની સેવા મેઇન્ઝ સસ્થાનને ગણિતશિક્ષણની નવી પદ્ધતિ રાજ્યની શાળાઓમા દાખલ કરવા માટે ઉછીની આપી હતી 'જેના' (યેના) વિદ્યાપીઠના એક ભૂતપૂર્વ અધ્યાપક ડૉ. બુસ-

* The New Era, December 1930, p 187

વૉલ્ડ ઑડેનવાલ્ડ શુલેમાં જર્મન ભાષા અને જર્મન સંસ્કૃતિના શિક્ષક તરીકે જોડાયા છે. આ રીતે આ લોકો જર્મનીની સાર્વજનિક શાળાની નાડીઓમાં શિક્ષણસુધારનું નવું લોહી ઉત્પન્ન કરી રહ્યા છે.

### ઑડેનવાલ્ડ શાળામાં જાનેવારી ૧૯૩૧ નો દૈનિક કાર્યક્રમ

સવાર ૬–૪૫... ... ઉત્થાન અને ઉપાહાર.
,, ૭–૩૦ થી ૮–૩૫ પહેલો સમય
,, ૮–૩૫ થી ૯–૩૦ રજા–પથારીઓ કરવા માટે.
,, ૯–૩૦ થી ૧૦–૩૦ બીજો સમય.
,, ૧૦–૩૦ થી ૧૦–૪૫ બીજી વાર ઉપાહાર
,, ૧૦–૪૫ થી ૧૧–૪૫ ત્રીજો સમય.
બપોર ૧૧–૪૫ થી ૧૨–૧૫ વાયુસ્નાન.
,, ૧૨–૩૦ થી ૧–૧૫ ભોજન.
,, ૧–૧૫ થી ૨–૦ આરામ.
,, ૨–૦ થી ૩–૪૫ હાથકામ, સંગીત વગેરે
,, ૩–૪૫ થી ૪–૧૫ ચહા.
,, ૪–૧૫ થી ૬–૧૫ વ્યવહારૂ કામ.
સાંજે ૬–૪૦ ... ... વાળુ.

આગલાં પ્રકરણોમાં આપણે જોઇ ગયા કે જર્મનીની શિક્ષણપદ્ધતિનો સુધારો નવા પ્રજાસત્તાકની માગણીના સીધા પરિણામ રૂપે છે. જ્યારે જ્યારે કોઇ પણ દેશ રાજતંત્રને ફગાવીને પ્રજાતંત્રનો સ્વીકાર કરે છે ત્યારે તે શિક્ષણ મેળવવાની તકોમાં સરખાપણાની, વ્યક્તિગત પ્રવૃત્તિના અવકાશની, અને શાળાપદ્ધતિના વિધવિધ વિભાગોના નિકટ એકીકરણની માગણી કરે છે. પ્રજાને જુદા જુદા વર્ગોમાં વહેંચી નાખનાર વર્ગભેદ પર રચાયેલી કેળવણીનો સદંતર નાશ કરવા અને જોહુકમી, સ્થૂળપૂજા, શુષ્ક બુદ્ધિવાદ, ભણતરના સાંકડા સાંકડા વિભાગો તથા શાળાના વિષયોના કૃત્રિમ ઉપવિભાગોને દૂર કરવા લોકસમૂહે જે માગણીઓ કરી તેના ફળ રૂપે આ સુધારા થયા છે. યુદ્ધ દરમિયાન જર્મનીમાં રાષ્ટ્રીય ઐક્યની જે ભાવના જાગ્રત થઇ તેના ફળ રૂપે આ સુધારા થયા છે. અને છેવટ, આ સુધારાઓ પોતાના દેશ અને પ્રજાના સાચા મૂલ્યની શોધની ઇચ્છા અને સાંસ્કારિક

એકતા દ્વારા રાષ્ટ્રીય એકતા સ્થાપિત કરવાની ઇચ્છાના ફળ રૂપે છે.

જર્મનીના યુદ્ધોત્તર શિક્ષણસુધારની ટૂંકી રૂપરેખા ત્યાંની અત્યારની એકંદર પરિસ્થિતિનો આપણને ખ્યાલ આપવામાં ઠીક સહાય રૂપ થશે.

( ૧ ) 'ફોરશુલે'ને દફનાવી દઈને ગ્રુન્ડ શુલેની સ્થાપના કરવાથી જે શિક્ષણપ્રણાલિ વર્ગભેદને ઉત્તેજન આપતી હતી તેના ઉપર 'મૂલે કુઠાર' પડ્યો છે.

( ૨ ) જે વિદ્યાર્થી ભણવાને શક્તિવાળો હોય તો કિન્ડરગાર્ટન શાળાથી વિદ્યાપીઠ સુધી તે કશાયે મોટા અંગત ખર્ચ વિના પહોંચી શકે છે, એ વાત હવે શબ્દશઃ સાચી છે.

( ૩ ) પ્રાથમિક શાળાના શિક્ષકોની તાલીમને વિદ્યાપીઠના ધોરણે મૂકીને, બધી જીમનેશીઅમને સરખા હક આપીને, અને આખાયે શિક્ષણપદ્ધતિને બધે બંધબેસતી થાય એવી બનાવીને સુધારાઓએ વર્ગભેદને ઓછો કરી નાખ્યો છે.

( ૪ ) માબાપનાં મંડળો, વિદ્યાર્થીનાં મંડળો, શિક્ષકોના અભ્યાસવર્ગો, શાળાનાં પર્યટનો, સામાજિક મેળાવડાઓ, રમતો અને સંઘરમતોની સુવ્યવસ્થા કરીને એકત્વની ભાવના વિકસાવી છે.

( ૫ ) જે બાળકોનો મોટી ઉંમરે વિકાસ થયો હોય અને જે બાળકો ગામડાંઓમાંથી આવતાં હોય તેમને ઉચ્ચ શિક્ષણ મેળવવાની તક ઔફ્-બાઉ શુલેએ આપી છે.

( ૬ ) ચાર પ્રકારની જીમનેસીઅમ ખોલીને માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમના ભારને હળવો કરી નાખ્યો છે.

( ૭ ) શાળાત્યાગની ઉંમર વધારવામાં આવી છે, ધંધાહુન્નરની શાળાઓ માટે સારી સગવડો આપી છે, અને સાંજે ભણી શકાય તેવી ઉચ્ચ શિક્ષણશાળાઓ અને લોકોનાં ઉચ્ચ શિક્ષણશાળા-ગૃહો સ્થાપીને મોટી ઉંમરના વિદ્યાર્થીઓ માટે શિક્ષણની સગવડ કરી છે.

( ૮ ) સાંસ્કારિક ઐક્ય વિકસાવવા માટે સમાજશાસ્ત્ર, સંસ્કૃતિશાસ્ત્ર, જર્મનભાષા, પૌરશાસ્ત્ર, ઇતિહાસ અને ભૂગોળ જેવા વિષયોને ભણતરના મધ્યસ્થાને રાખવામાં આવ્યા છે; અને ડોય ઓબર-શુલે જેવી સંસ્થાઓ સ્થાપવામાં આવી છે.

એકંદરે બધી શાળાઓમાં અને જ્ઞાનની બધી શાખાઓમાં શિક્ષણની મુદત વધારી દેવાનું વલણ ત્યાં છે. કેળવણીને જીવનભરની પ્રવૃત્તિ

લેખવામાં આવે છે. ઉદ્યોગધંધામાં પડેલાં સ્ત્રી પુરુષોને પોતાની જાતે જ શિક્ષણ મેળવવાની તક સાંપડે તેવી જુદી જુદી જાતની સંસ્થાઓ સ્થપાઈ રહી છે. ખાસ બુદ્ધિશક્તિવાળા વિદ્યાર્થીઓ માટે ખાસ પ્રાથમિક વર્ગો, જીમનેસીઅમ, સાર્વવર્ગો, સંસ્કાર આપે તેવા વિષયોની પરીક્ષાઓ, અને જેઓએ નિશાળોનો સામાન્ય અભ્યાસક્રમ કર્યો નથી હોતો પણ પોતાની કાર્યશક્તિ દ્વારા પોતાની શક્તિને સિદ્ધ કરી બતાવી છે તેવાઓ સ્નાતક બની શકે તેવી પરીક્ષાઓ વગેરે ઉભાં કરવામાં આવ્યાં છે. જેઓ બુદ્ધિશાળી છે (ઘણા ગરીબ વર્ગમાંથી પણ) તેમને ઉચી કેળવણીની સરળતા કરી આપવાના આ બધા પ્રયત્નો છે. ઔદ્યોગિક ક્ષેત્રોમાં પોતાના સહચારી ભાઈઓના નેતાઓ થઈ શકે તેવા બુદ્ધિશાળી કાર્યકર્તાઓને તાલીમ આપવાનો ઉદ્દેશ છે.

અર્વાચીન કેળવણીમાં તેમ જ શાળાસુધારમાં કદાચ કોઈને આ એકદમ અજાયબ કરી નાખે તેવું અગર અસાધારણ ન પણ લાગે; જે બીજે થઈ રહ્યું છે તેની આવૃત્તિ સિવાય કશું નવું ન લાગે. પણ જે સિદ્ધાંતો અને તેનો વ્યવહાર કેટલાયે વર્ષો થયાં સાચો જ છે એમ ધારી લેવામાં આવ્યું

હતું, તેના પર જર્મનીના ક્રાંતિકારી શિક્ષણ-શાસ્ત્રીઓએ જે સફળ આક્રમણ કર્યું તેમાં જ આ સુધારાઓનો સાચો મર્મ રહેલો છે.

શિક્ષણપ્રણાલિમાં જે યુદ્ધોત્તર સુધારાઓ થયા તેને જ્યારે પ્રાગ્યુદ્ધ પ્રણાલિ સાથે સરખાવીએ ત્યારે જ તેનું સાચું મૂલ્યાંકન થઈ શકે.

છતાં આ સુધારાઓનાં મૂલ્યાંકન ઘણાં અઘરાં છે. તેનાં પરિણામોથી જ તેની સાચી તુલના થઇ શકે છે. આવાં પરિણામો એ સુધારાની અસર નીચે એકાદ પેઢી કેળવાશે ત્યારે જ, અગર બેએક પેઢી પછી તો સરસ રીતે, આપણી નજરે આવશે; કારણ કે અત્યારના પ્રયોગોમાં જે શિક્ષકવર્ગ કામે લાગેલો છે તે જર્મન સામ્રાજ્યના શાસનકાળમાં જન્મેલો છે, અને તેથી તેને કેળવણી તો જૂની ઢબની જ મળેલી છે. જ્યારે વર્તમાન પેઢી જર્મન કેળવણીનું કામકાજ સંપૂર્ણ રીતે સંભાળશે ત્યારે જ નવી પદ્ધતિનાં સાચાં પરિણામો દશ્યમાન થશે. વળી જર્મનીની વર્તમાન શિક્ષણપ્રણાલિ હજુ પૂર્ણતા તેમ જ સ્થિરતા પામી નથી. આઇનહાઇટ શુલેનું ધ્યેય હજુ પૂરેપૂરી રીતે સાધી શકાયું નથી; ગ્રુન્ડ શુલેમાં ફરજિયાત હાજરીનો કાયદો હજુ પૂરેપૂરો અમલમાં આવ્યો નથી; પ્રાથમિક શાળાના

પર આખીયે શિક્ષણપ્રણાલિ ઘણી સુદર છાપ પાડે છે માગ અભિપ્રાયને લીવરપૂલ શિક્ષણ સમિતિના અહેવાલમાથી ટેકો મળે છે "જર્મની કે હોલેન્ડની નિશાળોની મુલાકાતે ગયેલો કોઇ અગ્રેજ, હજુ આ નવી શિક્ષણપ્રણાલિ વિકાસકાળમા છે ત્યારે પણ એની ખાતરી સાથે પાછો આવે છે કે આ દેશોના બાળકોના ઘણા મોટા ભાગને સુદર અને સસ્કારપોષક વાતાવરણમા રહીને સ્વાભાવિક રીતે વિકસવાની, સાર્વજનિક સ્વરૂપમા ભાષાશિક્ષણ લેવાની અને સૌથી વિશેષ હસ્તકૌશલ્ય અને કળાની બહુ ઉચી જાતની કેળવણી મેળવવાની તક ઇગ્લાડના ઘણા મોટા ભાગના બાળકો કરતા વધારે મળે છે–એક માત્ર વ્યવસ્થિત રમતગમતના પ્રદેશ સિવાય "*

શિક્ષણના સુધારકોને તેમના કામમા નગરનાગરની જુદી જુદી સમિતિઓનો અને શિક્ષણ માટે પોતાની બચતની છેલ્લી પાઇ ખરચી નાખવામા પણ પાછી પાની નહિ કરનારા માબાપોનો પૂર્ણ

* Schools and School systems of Germany and Holland Liverpool Education Committee, May 1926, p 12

"મહાયુદ્ધ જર્મની માટે એકલું આફત રૂપ જ ન હતું, એ યુદ્ધ માનસિક પુનરુત્થાનની દિશામાં એક વળાક-બિન્દુ ( Turning point ) જેવું હતું એ વાત ભવિષ્યમાં ખુલ્લી થશે. સૌનાં ફરી મૂલ્યાંકનને પરિણામે કેળવણીને તો બેશક લાભ જ થયો છે."*

---

* The Effects of the World War on European Education by Kellermann, p. 59.

## પરિશિષ્ટ ક

### .૧૯૩૦-૩૧માં જોયેલી જર્મન શિક્ષણસંસ્થાઓની યાદી

(1) The Central Institute for Education and Instuction–Potsdamstr. Berlin

(2) Dorotheenstadtisches Realgymnasium–Berlin, N.W.7.

(3) Viktoria Oberlyzeum – Prinzenstr.51, Berlin

(4) Pestalozzi–Froebel Haus–Karl-Schraderstr. 8, Berlin

(5) Schulfarm Scharfenberg-Berlin-Tegel

(6) The Odenwald Schule–Oberhambach

(7) Waldorf Schule–Stuttgart

(8) Gemeinschaft Schule–Neukoln-Berlin

(9) Karl Marx Schule– " "

(21) Dorfschule–( School with three teachers and eight years' course )–Oberhambach

(22) The University of Berlin–Berlin

(23) The University of Frankfurt–on–Main

(24) Technische Hochschule–Darmstadt

(25) „ „ –Karlsruhe

(26) Pädagogishe Akademie–Frankfurt–on–Main

(27) Das Kinderdorf–Wegscheide

(28) Jugendherberg–Reinsburg

(29) Jugendherberg–Hamburg

(30) Verbindung–Karlsruhe

(31) The Deutsch Hochschule fur Leibesubungen–Grunewald–Berlin

## પરિશિષ્ટ ઘ

## પ્રૌઢ કેળવણી

મહાન વિગ્રહ પછી પ્રૌઢ કેળવણીનો પ્રશ્ન ઘણુ જ ધ્યાન ખેચી રહ્યો છે, અને નાનપણમા સંયોગોવશાત્ જેઓ સારી કેળવણી મેળવી શકયા ન

હોય તેમની કેળવણી ઉપર ખાસ લક્ષ આપવામા આવે છે ખરૂ પૂછો તો પ્રૌઢ કેળવણી તે સાવ નવો જ પ્રશ્ન નથી તેની ઉત્પત્તિ તો ઠેઠ ૧૮૭૦ની સાલમા મૂકી શકાય એ સમયે ધર્મસસ્થાઓ અને ઔદ્યોગિક સસ્થાઓ મોટે ભાગે તેનો નિભાવ કરતી હતી બર્લિનમા આવેન હબોલ્ટ આકેડામી કે જ્યા રાત્રિને સમયે વિદ્યાપીઠના અધ્યાપકો વિજ્ઞાનના ખાસ પ્રશ્નો ઉપર ભાષણ આપતા હતા ડાર્મસ્ટાટનુ પ્રજ્ઞામદિર (The School of Wisdom) જ્યા નિષ્ણાત શાસ્ત્રવેત્તાઓ અને તાત્વિકો તત્ત્વજ્ઞાનના અને ધર્મના પ્રશ્નો ઉપર વિવેચન કરતા હતા, તેમ જ વ્યાખ્યાન પ્રયોજક સસ્થા (The Lecture Bereau Organization) જે અનેક પ્રકારના વિષયો ઉપર ભાષણો યોજતી હતી આ સર્વે સસ્થાઓની શરૂઆત પ્રાગ્યુદ્ધ સમયમા થઈ હતી આ સર્વે સસ્થાઓનો ઉદ્દેશ લોકોમા ભાષણો પુસ્તકો પ્રદર્શનો, સગ્રહસ્થાનો અને ફરતી રગભૂમિ દ્વારા જ્ઞાન ફેલાવવાનો તથા લલિતકલા તરફ અભિરુચિ ઉત્પન્ન કરવાનો છે

લોકોને જ્ઞાન બહોળા પ્રમાણમા સોપવાની*

---

* To hand out and heap up knowledge.

ઉપરોક્ત પદ્ધતિને પ્રૌઢ કેળવણી માટેની જૂની પદ્ધ-તિ તરીકે પિછાનવામાં આવે છે. નવી ભાવના પ્રમાણે તો ચારિત્ર્યવાન માણસો બનાવવા તે જ પ્રૌઢ કેળવણીનો ઉદ્દેશ છે તેમ કહેવામાં આવે છે; અને તે ધ્યેય પ્રાપ્ત કરવા એકાદ વ્યક્તિત્વ ધરાવતા પ્રતિભાશાળી પુરુષની દેખરેખ નીચે સમાજજીવન ગાળવું જોઇએ તેમ કહેવામાં આવે છે.

વળી પ્રૌઢ કેળવણીના ઉદ્દેશ બાબત એક અન્ય સ્થળે કહેવામાં આવ્યું છે કે " પ્રૌઢ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ અમુક પ્રકારની વ્યક્તિઓ ઘડવાનો છે કે જે વ્યક્તિઓ કામમાં કુટુંબમાં, સમાજમાં અને રાષ્ટ્રમાં, પોતાના તેમ જ સામાન્ય હિતમાં ઉમેરો કરી શકે. "*

કેળવણીની તમામ પ્રવૃત્તિઓ કે જેનો ઉદ્દેશ પ્રૌઢ સ્ત્રી-પુરુષોના અનુભવ અને બુદ્ધિને વિસ્તૃત તેમ જ સમૃદ્ધ કરવાનો છે, તેને પ્રૌઢ કેળવણીના શીર્ષક નીચે મુકી શકાય છે. અભણ લોકોને લખતાં વાંચતાં શીખવવું, ધંધાના બિન-વાકેફગારને ધંધાની તાલીમ આપવી, માધ્યમિક

* International Hand-book of Adult Education, 1929; Germany p. 163

શાળાની કેળવણી લીધેલનું જ્ઞાન વધારે સમૃદ્ધ કરવુ: આ સર્વ પ્રવૃત્તિઓનો પ્રૌઢ કેળવણીમા સમાવેશ થાય છે.

આ ઉપરાંત દેશની રાજદ્વારી, આર્થિક અને ધાર્મિક સ્થિતિ પ્રૌઢ કેળવણીને અંગેની પ્રવૃત્તિઓ વિશેષે નક્કી કરે છે. હાલમા તો જર્મ-નીમા નીચે દર્શાવેલ સંસ્થાઓ પ્રૌઢ કેળવણીનું કાર્ય કરી રહી છે.—

(૧) જુદી જુદી ધાર્મિક તેમ જ રાજદ્વારી સસ્થાઓ. દાખલા તરીકે કૅથૉલિક, પ્રૉટેસ્ટન્ટ, સોશિયાલિસ્ટ, અને નૅશનાલિસ્ટ કેળવણીની સસ્થાઓ.

(૨) આર્થિક દૃષ્ટિથી સ્થાયેલા લેબર કૉલેજીઝ (મજૂર મહાવિદ્યાલયો) અને રૂરલ વર્ક—(ગ્રામકાર્ય)ની સસ્થાઓ

(૩) પ્રૌઢ રાત્રિશાળાઓ અને નિવાસગૃહો

(૪) જાહેર પુસ્તકાલયોની વિશાળ યોજના.

આ સસ્થાઓ શુ કામ કરી રહી છે તે સમજવા માટે આમાની એક બે સસ્થાઓનું વર્ણન આ સ્થળે મણું ઉપયોગી થશે.

### રાત્રિશાળા

આ સસ્થાનો લાભ લેનારાં સ્ત્રી-પુરુષો

અઠવાડિયામા એક વખત બે કલાક માટે મળે છે, અને નીચે દર્શાવેલ વિષયોનુ અધ્યયન કરે છે

क तत्त्वज्ञાન ધર્મ, માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્ર
ख સાહિત્ય સગીત, કલા
ग સમાજશાસ્ત્ર, રાજતત્ર, અર્થશાસ્ત્ર અને કાયદા
घ ઇતિહાસ, ભૂગોળ અને વિજ્ઞાન
च સ્ત્રીઓ માટે બાળસભાળ, ગૃહશિક્ષણ અને ગૃહસેવા ( Home nursing )

વૈજ્ઞાનિક અભ્યાસક્રમની સાથોસાથ ધધાની પ્રાયોગિક તાલીમ આપવામા આવે છે, અને અધૂરા વિષયોને પૂર્ણ કરવામા આવે છે નાના શહેરોમા આ પ્રમાણે થાય છે પણ લોકોની ભાવના ઉદ્યોગપ્રધાન કેળવણીથી વિરુદ્ધ છે મહાન વિગ્રહ પછી તુરત જ ઉપરોક્ત પ્રકારની બે હજાર શાળાઓ અસ્તિત્વમા આવી હતી, જેમાથી લગભગ ૪૦૦ હજુ હયાતી ધરાવે છે આ શાળાઓમાથી કેટલીએક રાજદ્વારી તેમ જ ધાર્મિક વલણ ધરાવે છે, પણ મોટો ભાગ તો તદ્દન તટસ્થ જ છે આ શાળાઓમા પણ ખામીઓ છે એક વર્ષમા વિદ્યાર્થીઓ માત્ર વીશ અથવા ત્રીશ રાત્રિઓ ભેગા મળે છે તેથી કોઇ પણ વિષયનો પૂર્ણ અભ્યાસ થઇ શકતો નથી વળી વર્ષ દરમિયાન વિદ્યાર્થીઓ પણ બદલાયા

કરે છે, તેથી ક્યા કેટલુ અને કેવુ કામ થયુ તેનુ મુલ્યાકન પણ થઇ શકતુ નથી

આ દોષો દૂર કરવાના આશયથી નિવાસ-ગૃહો (People's High school Homes) ની સ્થાપના થઈ તેમનો હેતુ એવો છે કે વિદ્યાર્થીઓને સામાજિક વહેવાર અને ફરજો અદા કરવામા વધારે શક્તિમાન બનાવવા અને તે ઉદ્દેશથી અભ્યાસક્રમમા અર્થશાસ્ત્ર, રાજતત્રના કૂટ પ્રશ્નો અને સામાજિક તથા સસ્કૃતિ ઉત્પાદક પ્રશ્નોને સ્થાન આપવામા આવ્યુ છે

વિદ્યાર્થીઓ સાથે મળી કામ વહેચી લઇ ચર્ચા કરી અભ્યાસ કરે તેવી જોડીનાર પદ્ધતિથી શિક્ષણ અપાય છે આવા એક નિવાસગૃહમા પુખ્ત ઉમરના યુવાન અને યુવતીઓ અથવા પરિણીત સ્ત્રી પુરુષો દસ માસ માટે નિવાસ કરે છે દિવસે તો તેઓ પોતપોતાનો ધધો કરે છે, પણ સાજે જ્યારે તેઓ નિવાસગૃહમા આવે છે ત્યારે ત્યાનુ ' ગૃહજીવન ' શરૂ થાય છે અઠવાડિયામા ત્રણ રાત્રિએ શિક્ષણ અપાય છે, તદુપરાત પર્યટન, સગીતના જલસા, અને તેવા જ બીજા આનદના સાધનોથી તેમનો બચત વખત રોકવામા

આવે છે ખોરાક, મકાનભાડુ, દીવાબત્તી ઇત્યાદિ ખર્ચ માટે તેમની પાસેથી તેમના માસિક પગારનો ભાગ નિવાસગૃહના લવાજમ રૂપે લેવામા આવે છે. શિક્ષણને અગેનો ખર્ચ સરકાર અને સ્થાનિક કેળવણી સહાયક મડળ પૂરો કરે છે. જર્મનીમાં હાલમાં આવા ૬૦ નિવાસગૃહો છ, અને તે દરેકમા ગૃહવાસીઓની સખ્યા લગભગ ૩૦ થી ૪૦ની છે

વળી વેપાર અને ઉદ્યોગના ક્ષેત્રની નવી જરૂરિયાતોને પહોચી વળવા અને મજુરોના ઉત્પન્ન કરવા ઉદ્યોગસમિતિ અને વાણિજ્યસમિતિ શાળાઓ ચલાવી રહી છે. ટ્યૂરીંગેન અને સેક્સનીના પ્રાતોમા લગભગ આવી ત્રીશ શાળાઓ કામ કરી રહી છે. આવી સર્વ પ્રકારની પ્રૌઢ કેળવણીને અગેની સસ્થાઓ અસ્તિત્વ ધરાવે છે તેનુ કારણ એ જ છે કે સરકાર, વેપારી મડળો, જ્ઞાતિઓ, અને પથો તરફથી તેમને ઉદાર મદદ મળ્યે જાય છે.

### જાહેર પુસ્તકાલયો

જાહેર પુસ્તકાલયોની યોજના પ્રૌઢ કેળવણીમાં ઓછો અગત્યનો ફાળો આપે છે તેમ નથી. રાજ્યક્રાંતિ તથા બળવા પછી જર્મન રાજ્યો

અને શહેરોએ પુસ્તકાલયોમાં ખૂબ રસ લેવા માંડ્યો છે ઓગણીશમા સૈકાની મધ્યમાં હજારો જાહેર પુસ્તકાલયો જર્મનીને ગામડે ગામડે આવી ગયાં હતાં 'તે જ અરસામાં જર્મનીના ૫૩૦૦૦ સમાજ પૈકી ૭૦ ટકા પાસે પુસ્તકાલયો હતાં, પુસ્તક સિવાયનો કોઈ પ્રદેશ નહોતો, અને આ કામ શિક્ષકો અને ધર્મગુરુઓ સંભાળતા હતા.'*

પરંતુ આ પુસ્તકાલયો હાલની જરૂરિયાતો પૂરી પાડી શકતા નથી ગામડાના લોકોને માટે યોગ્ય પુસ્તકો પસંદ કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે એવી માન્યતા હાલમાં પ્રચલિત છે કે પુસ્તકાલયો માત્ર વાચનાલય જ ન હોવાં જોઈએ, પણ કેળવણીની સંસ્થા જેવાં હોવાં જોઈએ

આ સર્વ પ્રવૃત્તિનો સામાન્ય ઉદ્દેશ એ છે કે યુવાનો, જેઓ પોતાનું ગુજરાન મેળવવામાં મશગુલ છે, તેમને પોતાનો નવરાશનો સમય ઉપયોગી કામમાં વાપરતાં શીખવવું, અને આળસ અને બીજી બદીઓમાંથી દૂર રાખવા

---

* Leisure and Education in Germany p 44.

## પરિશિષ્ટ ગ

### ખાસ શબ્દો

ફેર શુલે=ગૃહસ્થ માણસોનાં બાળકો માટે આવી શાળાઓ લડાઇ પહેલાં જર્મનીમાં હતી. સામાન્ય વર્ગનાં બાળકો પ્રાથમિક શાળામાં ચાર વર્ષ અભ્યાસ કરી માધ્યમિક શાળામાં દાખલ થતાં ત્યારે આ શાળાઓ ત્રણ વર્ષમાં બાળકોને તૈયાર કરી માધ્યમિક શાળામાં મોકલી શકતી. પ્રાથમિક શાળાઓ વગર ફીએ અભ્યાસ કરાવતી, ત્યારે આ શાળાઓ ફી લેતી.

ગ્રુન્ડ શુલે=ચાર વર્ષના અભ્યાસક્રમવાળી મફત અને ફરજિયાત પ્રાથમિક શાળા. ( ૬થી ૧૦ વર્ષની વયનાં બાળકો માટે )

ફૉક શુલે=પ્રાથમિક શાળાનાં ઉપરનાં વર્ષો ( ઉંમર ૧૦ થી ૧૪ ) મફત અને ફરજિયાત.

મીટલ શુલે=માધ્યમિક શાળાનો એક પ્રકાર ( ઉંમર ૧૦ થી ૧૬ ) વિજ્ઞાનના વિષયો ઉપર વધારે ઝોક રાખે છે.

જીમનેસીઅમ=નવ વર્ષના અભ્યાસક્રમવાળી માધ્યમિક શાળા. તેના બીજા ઘણા પેટા પ્રકારો છે. ( ઉંમર ૧૦ થી ૧૯ )

લીઝિયેમ=કન્યાઓ માટેની માધ્યમિક શાળા. (૧૦ થી ૧૯ વર્ષ)

બીરૂફ શુલે=હુન્નર ઉદ્યોગશાળા, જેમાં પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કરી દાખલ થવાય. (મફત અને ફરજિયાત)

ફાક શુલે=હુન્નર ઉદ્યોગશાળા, જેમાં મીટલ શુલેનો અભ્યાસક્રમ પૂરો કરી દાખલ થવાય. (ઐચ્છિક અને ફીવાળી.)

ટેકનીકલ હૉક શુલે=હુન્નરઉદ્યોગની પદવી આપનાર કૉલેજે. જેમાં જીમનેસીઅમનો અભ્યાસ પૂરો કરી દાખલ થવાય.

કૉન્યુનિટી સ્કુલ=જે શાળામાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથે વસી સમાજજીવન ગાળે તેવી શાળા.

ડીનોમીનેશનલ=એક ધર્મનું શિક્ષણ અપાતું હોય તેવી શાળા.

ઇન્ટર ડીનોમીનેશનલ=બધા ધર્મનું શિક્ષણ અપાતું હોય તેવી શાળા.

સીક્યુલર=જેમાં ધર્મનું બિલકુલ શિક્ષણ ન જ અપાતું હોય તેવી શાળા.

ફેરબિન્ડુંગ=વિદ્યાર્થીઓની સસ્થા જેમાં વિદ્યાર્થીઓ પોતાના મડળના તેમ જ બહારના બીજા મંડળના વિદ્યાર્થીઓ સાથે તલવારથી યુધ્ધો કરે; રંગીત ટોપીઓ અને પટ્ટા પહેરે અને તલવારના જખમ મોઢા ઉપર હોય તે માનવાળું ગણે. લડાઈ પહેલાં આવી સંસ્થાઓ દરેક વિદ્યાપીઠમાં હતી, અને તેને સારૂં માન મળતું. આ સંસ્થાઓનું સ્થાન લડાઇ પછી યુવકપ્રવૃત્તિ લેતા થયે છે.

કુલ્ટુર કુન્ડે=જર્મન સંસ્કૃતિનો ખ્યાલ આપે તેવું શાસ્ત્ર.

-હાઇમાટ કુન્ડે=ગૃહ-સમાજશાસ્ત્રનું જ્ઞાન આપે તેવો વિષય.

-યુગેન્ડહેરબેર્ગ=યુવકપ્રવૃત્તિના સભ્યોને રાતવાસો કરવાના આશ્રમો.

## પરિશિષ્ટ ૫

### વાપરેલાં પુસ્તકોની યાદી


૧ Modern Germany–Barker (1915)

૨ Germany in the Nineteenth Century edited by C. H. Herford (1915)

૩ Making of a State–T. G. Masaryk (1927)

૪ Educational Problems by Stanley Hall vol. II (1911).

૫ Educational Advancement Abroad–Hearnshaw (1925)

૬ The New Education in Europe–F. W. Roman (1929)

૭ The Training of Elementary Teachers in Germany–Alexander (1929)

૮ The New Education in the German Republic–Alexander and Parker (1930)

૯ The Re-organization of Education in Prussia–Alexander and Kandel (1927)

૧૦ The Effect of the World War on European Education–Kellerman (1928)

૧૧ Germany by G. P. Gooch (1926)

૧૨ German Education: Past & Present–Paulsen (1908)

૧૩ New Schools in the Old World–Washburne (1926)

૧૪ Leisure and Education in Germany compiled by the Zentralinstitut fur Erziehung und Unterricht–Berlin

૧૫ Higher Education and the War by J. Burnet (1917)

૧૬ Municipal Life & Government in Germany – Harburt Dawson. (1916)

૧૭ Comparative Education edited by Peter Sandiford (1927)

૧૮ The Activity School–Ferriere (1928)

૧૯ Germany and its Evolution in Modern Times–Lichtenberger (1913)

૨૦ The Teachers' Encyclopedia. vol. VI, A. P. Laurie.

૨૧ Encyclopedia of Education, vol. III, Paul Monroe

૨૨ Systems of Education by Dr. Ziauddin Ahmad. (1929)

૨૩ International Hand-book of Adult Education–1929

૨૪ Higher Schools and Universities in Germany–Arnold.

૨૫ The Schools of the Nations – Korschensteiner (1914)

૨૬ Continuation Schools in England and Elsewhere – M. E. Sadler (1907)

૨૭ Principles of Educational Policy by N. A. Hans (1929)

૨૮ Educational Year-book of International Institute of Teacher's College, Columbia University 1924

૨૯ „ „ „ 1925

૩૦ „ „ „ 1926

૩૧ „ „ „ 1927

૩૨ „ „ „ 1928

૩૩ „ „ „ 1929

૩૪ Survey Graphic – February 1929

૩૫ The New Era – December 1930

૩૬ „ „ „ October 1925

૩૭ The Times Literary Supplement 18th April 1929

૩૮ Kent Education Gazette April, May, June, July and August 1930

૩૯ Report on German School-visits, Board of Education, Liverpool-1928

૪૦ Progressive Education, vol. VI, no. 1, 1929

૪૧ Progressive Education, July, August, September 1928

૪૨ Progressive Education, October 1930.

૪૩ The New Republic-Adult Education Section, Febauary 22, 1926

૪૪ Report on Education and Instruction in the State of Frankfurt-on-Main 1927

૪૫ 'Lehrplan' Technical College, Darmstadt 1930-31.

૪૬ Frankfurt 'Universitats Kalender' 1930-31

૪૭ 'Waldorfschule Kalender' 1931

૪૮ 'Mitteilungen Universitat - Berlin' 12th July 1930

૪૯ 'Vom Deutschen Jugendwandern.'

૫૦ 'Das Kinderdorf Wegscheide.' 1929